

રાત શાળાપત્ર પુસ્તક ૪૧નાં પૃષ્ઠ ૨૭૫થી ૨૮૫સુધીમાં

ભૂગોળ શીખવવા સંબંધી આપેલી સૂચનાને

— — અનુસરી રચેલો. —

સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો

# "ભૂગોળ શિક્ષક"



નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ બાનુ છબી.


રચનાર - છગનલાલ મોતીરામ શાહ.

"સુખગણિત શિક્ષક" ના કર્તા.

શાહપોર-સુરત.




કિંમત બે આના.



સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો

# "ભૂગોળ શિક્ષક"


રચનાર-છગનલાલ મોતીરામ શાહ.

"સુખગણિત શિક્ષક" ના કર્તા.



પ્રસિદ્ધ કર્તા-છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું શાહપોર-સુરત.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

છાપનાર—ઠાકોરદાસ માનસીંગ.

છાપવાનું ઠેકાણું—"જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસ"

કોટાના પૂલ ઉપર, સુરત.





એપ્રિલ. સને ૧૯૧૫.

કિંમત. રૂ. ૦-૨-૦.

સુરત શહેર અને ચોર્યાસી તાલુકા માટે -
ભૂગોળની ચોપડી ખરીદતાં પહેલાં
——કમીશન સામું ન જોતાં——

## સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો

## "ભૂગોળ શિક્ષક" જરૂર માગજો.

— કારણ ? —

ગુજરાત શાળાપત્ર પુસ્તક ૪૧નાં પૃષ્ટ ૨૭૫થી ૨૮૫ સુધીમાં ભૂગોળ શીખવવા સંબંધી આપેલી સૂચનાને અનુસરી રચેલો છે.

——પ્રાથમિક ને ગ્રામ્યશાળાના દરેક ધોરણના——

## "મુખગણિત શિક્ષક" જરૂર માગો.

——કારણ ?——

કેળવણીખાતાના અધિકારી સાહેબો અને વિદ્વાન સદ્‌ગૃહસ્થોના ઉત્તમ સર્ટિફિકેટ મળેલા છે એટલુંજ નહિ પણ દેશી રાજ્યોમાં ટેકસ્ટ બુકસ, ઈનામ અને લાયબ્રેરી બુક તરીકે મંજુર થએલા છે.

— રચનાર —

## છગનલાલ મોતીરામ શાહ

શાહપોર—સુરત.

# પ્રસ્તાવના.

ગુજરાતી પ્રાથમિક નિશાળોનાં નવાં ધોરણોના અભ્યાસક્રમમાં બીજા ધોરણમાં ભૂગોળનો અભ્યાસ નીચે પ્રમાણેનો ઠરાવ્યો છે.

"નકશો એટલે શું તેની સમજ. ચાર દિશાઓનું શિક્ષણ. એક બીજાના સંબંધમાં વસ્તુઓનાં સ્થળનું ભાન. છોકરાંઓએ લીધેલા માપ પરથી નિશાળનો નકશો બનાવવો. તાલુકાની ભૂગોળનું નકશામાંથી સામાન્ય જ્ઞાન."

આથી જણાશે કે તાલુકાની ભૂગોળ શીખવતાં પહેલાં એ વિષયમાં પ્રવેશ કરવાને માટે જે જે જાતના પ્રાથમિક શિક્ષણની આવશ્યકતા છે, તેનું પ્રથમ જ્ઞાન બાળકોને આપવું જરૂરનું છે, છતાં ઘણા શિક્ષકો તેને પડતું મૂકી એકદમ તાલુકાની ભૂગોળ શીખવવાનો પ્રયત્ન માત્ર કરે છે. આથી ભૂગોળના શિક્ષણની સ્થિતિ પૂર્વવત્ નીરસની નીરસજ ઘણી શાળાઓમાં હજી પણ જણાય છે. તેમાં વળી હાલના નવા બીજા ધોરણના અભ્યાસક્રમમાં ઉપર જણાવ્યા પ્રમાણે ગામની કે શહેરની અર્થાત્ સ્થળની ભૂગોળ શીખવવાનું જેમ સને ૧૯૦૨ માં સરકારી કેળવણીખાતાએ જાહેર કરેલાં ધોરણમાં સ્પષ્ટ જણાવ્યું હતું તેમ જણાવ્યું નથી આથી કરીને ઘણા શિક્ષકો સ્થળની ભૂગોળ હવે શીખવવાની નથી એમ સમજે છે. ભૂગોળના શરૂઆતના શિક્ષણ માટે આવી સ્થિતિ અનિષ્ટ છે એમ મને લાગવાથી આ "ભૂગોળ શિક્ષક" નામની માર્ગદર્શક બુક મેં બહાર પાડી છે. એમાં સ્થળની

ભૂગોળ અથવા જેને "ઘરની ભૂગોળ" કહેવામાં આવે છે, તેનું વર્ણન સુરત શહેરના સંબંધમાં જરા વિસ્તારથી કરવામાં આવ્યું છે, અને ચોર્યાસી તાલુકાનું વર્ણન પ્રમાણમાં સંક્ષિપ્ત કરવામાં આવ્યું છે. ઘરની ભૂગોળ સારી રીતે શીખ્યાથીજ આગળ જતાં બીજા દેશો અને જગાઓ વિષે કલ્પના કરી શિક્ષણ ગ્રહણ કરવામાં મુકાબલો કરવાનું અનુકૂળ થઇ પડે છે માટે ઘરની ભૂગોળ શીખવવાનું હવે નવા ધોરણમાંથી કમી થયું છે એમ સમજવાનું નથી.

આ બુકમાં પ્રથમ ભૂગોળના વિષયમાં પ્રવેશ કરવાને માટે જેઓનું જરૂરનું શિક્ષણ કેટલું અને કઇ રીતે આપવું તે દરેક મુદ્દા લઇને સમજાવવામાં આવ્યું છે. તે પાયારૂપ શિક્ષણ પ્રાંતની દરેક શાળાને ઉપયોગી થાય એ તો સ્પષ્ટજ છે, પરંતુ ઘરની ભૂગોળને માટે સુરત શહેરનું અને તાલુકાની ભૂગોળને માટે ચોર્યાસી તાલુકાનું વર્ણન આપ્યું છે; તે ઉપરથી સુરત શહેર અને ચોર્યાસી તાલુકાની શાળાનેજ આ બુક વધારે ઉપયોગી હોય એમ લાગે, તોપણ એની પદ્ધતિ જોવાથી બીજા હરકોઇ સ્થળ અને તાલુકાની ભૂગોળને માટે શી શી બાબતો કયે પ્રકારે શીખવવી તેનું પણ એ ઉપરથી સ્પષ્ટીકરણ થશે, અને એ દૃષ્ટિબિંદુથી જોતાં ચોર્યાસી તાલુકા સિવાય બીજા તાલુકાને પણ આ બુક કેટલેક દરજ્જે ઉપયોગી થઇ પડશે એમ મારું માનવું છે. એજ. એપ્રિલ સને ૧૯૧૫.

શાહપોર
સુરત.

લિ. સેવક,
**છગનલાલ મોતીરામ શાહ**
"મુખગણિત શિક્ષક"ના કર્તા.

# સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો

# "ભૂગોળ શિક્ષક"

## દિશાઓ.

જે દિશામાં સુરજ ઉગે છે તેને ઉગમણી કે **પૂર્વ દિશા** કહે છે.

જે દિશામાં સુરજ આથમે છે તેને આથમણી કે **પશ્ચિમ દિશા** કહે છે.

પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની **ઉત્તર દિશા** અને જમણા હાથ તરફની **દક્ષિણ દિશા.**

રાતે ધ્રુવનો તારો હંમેશ જે દિશામાં જણાય છે તેને ઉત્તર દિશા કહે છે. ઉત્તરની સામેની દિશા દક્ષિણ કહેવાય છે, તેમ પૂર્વની સામેની દિશા પશ્ચિમ કહેવાય છે.

દોહરો.

સુરજ ઉગે ઉગમણી—પૂર્વ—દિશા કહેવાય;<br>
આથમણી કે પશ્ચિમે સુરજ આથમી જાય.<br>
ધ્રુવ ઉત્તરમાં રાતના, ચકચક ચકચક થાય;<br>
ઉત્તરની સામી દિશા, તે દક્ષિણ કહેવાય.

## નકશાની દિશાઓ.

નકશા સામું મોં કરી ઉભા રહીએ તો માથા તરફની એટલે ઉપરની **ઉત્તર** દિશા. પગ તરફની એટલે નીચેની **દક્ષિણ** દિશા. જમણા હાથ તરફની **પૂર્વ** દિશા, અને ડાબા હાથ તરફની **પશ્ચિમ** દિશા.

[ હરકોઈ +જગા બીજી જગાની ઉપલીમેર આવેલી હોય તો તે ઉત્તરે કહેવાય. નીચલીમેર આવેલી હોય તો દક્ષિણે કહેવાય. જમણી તરફ આવેલી હોય તો પૂર્વે કહેવાય, અને ડાબી તરફ આવેલી હોય તો પશ્ચિમે કહેવાય. ]

## ખુણાઓ.

પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેનો **અગ્નિ** ખુણો; પૂર્વ અને ઉત્તર દિશા વચ્ચેનો **ઇશાન** ખુણો; પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેનો **વાયવ્ય** ખુણો અને પશ્ચિમ તથા દક્ષિણ દિશા વચ્ચેનો **નૈઋર્ત્ય** ખુણો.

હરિગીત.

પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ ખુણો માનીએ;
પૂર્વ અને ઉત્તર દિશા વચ્ચે ઇશાન પિછાનીએ.
પશ્ચિમ અને ઉત્તર દિશાની મધ્યમાં વાયવ્ય છે;
પશ્ચિમ અને દક્ષિણનો વચલો ખુણો નૈઋર્ત્ય છે.

## સુરત શહેર.*

સુરજ નામની રામજણીના નામ પરથી **સુરત** નામ પડયું છે. વિદ્વાન લોકોએ એનું નામ સૂર્યપૂર રાખ્યું છે. જ્યારે સુરત ચોર્યાસી બંદરનો વાવટો ગણાતું, ત્યારે હિંદુસ્તાનના સેંકડો મુસલમાનો અહીંથી વહાણમાં બેસી મક્કાની જાત્રાએ જતા; માટે તે વખતે સુરતને બાબુલ મક્કા ( મક્કાનો દરવાજો ) કહેતા. પહેલાં એ શહેર નવાબ સાહેબના કબજામાં હતું. હાલ અંગ્રેજ સરકારના તાબામાં છે. હાલના આપણા મહારાજાધિરાજ નામદાર શહેનશાહ **પાંચમા જ્યોર્જ** છે.

---

+ જગા = ઘર, શેરી, પરાં, ગામ, નદી વગેરે. *જેમાં હારબંધ અને છોબંધ ઘણાં ઘરો અને મોટાં મોટાં બજારો આવેલાં હોય તે.

તેમના તરફથી T કલેકટર સાહેબ આપણા શહેર પર હકુમત ચલાવે છે. સુરત શહેર તાપી × નદીને ડાબે† કાંઠે દરીઆથી જમીનને રસ્તે દશ માઇલ પર આવેલું છે. એનો આકાર લગભગ અર્ધ ગોળ છે.

**સીમા:**—ઉત્તરે—કતારગામ, ગોતાલાવાડી ને વેડની જમીન; પૂર્વે—રેલવેની સડક, વરાછા, પુણા ને કુંભારીઆની જમીન; દક્ષિણે—ઉધના ને મજુરાની જમીન; પશ્ચિમે—તાપી નદી.

**વિસ્તાર:**—સુરત શહેરની જમીન આશરે ૨૨૫૮ એકર છે. શહેરની ઉત્તર દક્ષિણ અને પૂર્વ પશ્ચિમ લંબાઇ માપીએ તો દરેક લગભગ ચાર માઇલ થાય છે, પણ શહેરના બહારના કોટનો ઘેરાવો સાત માઇલ થાય છે.

**ભાગો:**—શહેરને બે +કોટ છે. અંદરના કોટને **શહેરપનાહ** (શહેરનું રક્ષણ કરનાર) અને બહારના કોટને **આલમપનાહ** (દુનીઆનું—શહેર ને પરાંનું રક્ષણ કરનાર) કહે છે. શહેરપનાહ હાલ તદન પડી ભાંગી ગયો છે, છતાં તેની આસપાસની ખાઇથી ચોકખા બે ભાગ જણાય છે. અંદરના કોટનો વચલો ભાગ તે ખાસ શહેર, અને બે

---

T જિલ્લાનો મુખ્ય અમલદાર

× મીઠા પાણીનો પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નીકળી હળતી જગામાં વહી સમુદ્રને મળે છે તે.

† નદીનું પાણી જે દિશામાં વહેતું હોય તે દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફનો ડાબો કાંઠો, અને જમણા હાથ તરફનો જમણો કાંઠો.

+ શહેરના રક્ષણ માટે બાંધેલી જાડી પહોળી ઉંચી ભીંત.

કોટ વચ્ચેનો ભાગ તે× પરાં. [પરાંની કુલ જમીન આશરે ૧૮૧૮ એ-કર અને ખાસ શહેરની જમીન આશરે ૪૪૦ એકર છે. એટલે ખાસ શહેરની જમીન કરતાં આખા સુરત શહેરની જમીન લગભગ પાંચ ગણું છે અને પરાંની જમીન કરતાં લગભગ સવાગણી છે. પરાંની જમીન ખાસ શહેરની જમીન કરતાં લગભગ સવાચાર ગણી છે. સ્ટેશનથી કિલ્લા સુધી પોણા બે માઇલ લાંબી ને ત્રીસ ફુટ પહોળી +સડક પૂર્વ પશ્ચિમ બાંધેલી છે, તેથી પણ શહેરના ઉત્તર દક્ષિણ બે ભાગ જુએલા સ્પષ્ટ જણાય છે.

**કુદરતી રચના:**—ખાસ શહેરની જમીન કરતાં પરાંની જમીન નીચી છે. જ્યારે વરસાદ આવે છે ત્યારે ખાસ શહેરના બે ભાગનું પાણી શહેરપનાહની આસપાસની ખાઇમાં વહી જાય છે. એ ખાડી મક્કાઇ ભાગળ આગળથી શરૂ થઈ ખાસ શહેરને લપેટાતી સૈયદપુરી દરવાજે પહોંચે છે. આથી જ્યારે ઘણો વરસાદ આવે છે, અને મક્કાઇ ભાગળની બારી નદીમાં રેલ આવવાથી બંધ કરવામાં છે, ત્યારે એ ખાઇની આસપાસના લગભગ તમામ પરાંમાં પાણી પાણી થઇ રહે છે; ને પ-રાંના કેટલાક રસ્તા બંધ થઈ જાય છે. પરાંના જે જે ભાગોમાં ઘણું પાણી થઇ જાય છે, તે તે ભાગોના ઓટલા ઘણા ઉંચા રાખવામાં આ-વ્યા છે. નવસારી ભાગળ, સગરામપરું, વરીઆવી ભાગળ અને †ગલે-મંડી એ ભાગો નીચા છે

શહેરની જમીન ખાસ ×ચ્યગાની બનેલી છે. મરોડું બે જાતનું

× પરાં= આઘાં–શહેરથી આઘે છે માટે.

+ પત્થરથી બાંધેલો રસ્તો. † મૂળ શબ્દ ગલ્લેમંદિર એ જગાએ અસલ અનાજની વખારો હતી. × નદીનું મરોડી કરીને બનેલી જમીન.

નીકળે છે. કાળું અને પીળું. જમીનનું ઉપલું પડ ઘણી જગાએ કાળા મટોડાનું અને નીચલું પડ પીળા મટોડાનું હોય છે. પરાંવાળા કોઇ કોઇ ભાગમાં સપાટીપર પીળું ગોરાડુ જણાય છે. પીળા મટોડામાંથી મરડીઆ કાંકરા નીકળે છે, તે ચુનો બનાવવાના કામમાં આવે છે. કાળા અગાનો ઉપયોગ માટીનાં વાસણ, નળીઆં, ઇંટ, રમકડાં વગેરે બનાવવામાં થાય છે.

**નદીઃ**—શહેરની પશ્ચિમનો ઢાળ ઉત્તર દક્ષિણ હોવાથી *તાપી નદી જાણે ઉત્તરમાંથી આવતી હોય તેમ શહેરની પશ્ચિમે લગોલગ અર્ધ ચંદ્રાકારમાં વહી આથમણી દિશા તરફ વળે છે, ને આગળ જતાં ચૌદ માઇલપર +અરબીસમુદ્રને મળે છે. નદી વાંક પડતી વહેવાથી દક્ષિણ ભાગની જમીન પ્રવાહનું જોર ખાળે છે, તેથી પાણીનું વહેણ ધીમું પડી તેમાંની મટોડી ઠર્યાં કરે છે; આથી નદી વચ્ચે ÷બેટ થવા પામ્યો છે. એ નદીના સવા માઇલના વાંકપર શહેરની વસ્તી છે. અહીં નદીની પહોળાઇ અડધો માઇલ છે.

**હવાપાણીઃ**—દરીઆ પાસે હોવાથી વરસાદ ઘણો (૩૯ ઇંચ) પડે છે, ને તાવ ઓછો લાગે છે. નૈૠત્યના ભેજવાળા પવનથી આપણે ત્યાં વરસાદ આવે છે. દરીઆ પાસે હોવાથી હવા ભેજવાળી છે.

**વનસ્પતિઃ**—શહેરની દક્ષિણે કોટ આગળની પડતર જમીનમાં વાંસ, સીતાફળી, આંબા, લીમડા, પીપળા, વડ, આમલી, ચોરઆમળા વગેરે ઝાડો જોવામાં આવે છે વળી હાલમાં નળ હોવાથી વાડી ને

---

*તાપી સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. +મહાસાગરથી નાનો ખારા પાણીનો ભાગ. ÷જેની ચારે બાજુ પાણી ને વચમાં જમીન હોય તે.

વાડાઓમાં કેળ, ખજુરી, આંબા, ફૂલઝાડ તથા કેટલાક વિલાયતી ઝાડ પણ ઉછેરવામાં આવે છે.

**જનાવર:**—કોઇ પણ ભાગની હવા અને રજના પર જનાવરોનો આધાર છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, ઘોડા, ગધેડા, કુતરા વગેરે પશુઓ તથા કાગડા, સમડી, ચકલી, પોપટ, કબુતર વગેરે પંખીઓ જોવામાં આવે છે.

**વસ્તી:**—શહેરની કુલ વસ્તી **એક લાખ ચૌદ હજાર આઠસો** માણસની છે. તેમાં હિંદુ, મુસલમાન, પારસી, જૈન અને ખ્રિસ્તી મુખ્ય છે. ઘણો ભાગ હિંદુનો છે તેમાં મોટે ભાગે વાણીઆ, બ્રાહ્મણ, શ્રાવક, ભાટીઆ, કણબી, કાછીઆ, અનાવલા બ્રાહ્મણ વગેરે છે. હિંદુની ઉંચ કોમો કેળવણીમાં આગળ પડતી ને હોશિયાર છે મુસલમાનો કેળવણીમાં પાછળ છે. વહોરાઓ મુસલમાન કરતાં કેળવણીમાં વધારે પાછળ છે; પણ મોટા વેપારી હોઇ ધનાઢ્ય છે. પારસી સુઘડ, ચતુર અને સાહસિક છે. કેળવણીમાં પણ પણ આગળ પડતા છે. જૈન શ્રાવક પૈસે ટકે સુખી છે, કેટલાક મોટા ઝવેરીઓ છે. ખ્રિસ્તીઓ નોકરીઆત છે. સુરતના રહેવાસી સુરતી કહેવાય છે. રીતભાતમાં સુરતની વસ્તી જેવી સુઘડ છે, તેવી બીજી કોઇ ગુજરાતમાં નથી. સ્ત્રી પુરૂષોનો પોશાક શોભિતો છે. ઘરેણાં પહેરવાની રીત પણ યુક્તિસર છે. લોકો ગરીબી હાલતમાં છે તોએ શોખીન, સુઘડ ને ચતુર છે, એમ તેમના ચહેરા પરથી જણાઇ આવે છે; તેથી સુરતના લોક તરત ઓળખાઇ આવે છે.

**ધર્મ:**—હિંદુ લોકો હિંદુ ધર્મ પાળે છે. એના મુખ્ય બે ભાગ છે. શિવ અને વિષ્ણુ. મુસલમાનોનો **મુસલમાની ધર્મ** છે. પારસી-

આનો **જરતોસ્તી ધર્મ છે.** શ્રાવક લોકોનો મુખ્ય ધર્મ **જૈન છે.** **ખ્રિસ્તી ધર્મ** અંગ્રેજ તથા કેટલાક ખ્રિસ્તી થએલા હિંદુઓ માને છે.

**ભાષા:**—આપણી ભાષા ગુજરાતી કહેવાય છે. શહેરના નામ પરથી સુરતી ભાષા કહે છે. સુરતી ભાષા બીજી ગુજરાતી ભાષાથી તરત જુદી પડી જાય છે સુરતના લોકોનું બોલવું કુમળું ને મધુરૂં છે. મુસલમાનો ઉર્દુ, પારસીઓ ગુજરાતી, મરાઠાઓ મરાઠી, ને અંગ્રેજ લોકો અંગ્રેજી બોલી બોલે છે. અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી દિનપર દિન અંગ્રેજી બોલનારા વધતા જાય છે.

**ધંધો:**—મુખ્ય ધંધા વેપાર ને કારીગરીના છે, કેટલાક મજુરી ને નોકરી કરે છે.

**હુન્નર:**—રેશમ ને કિનખાબના વણાટને માટે શહેર વખણાય છે. લાકડાં, સુખડ અને હાથીદાંત પર સારૂં કોતરકામ થાય છે. ગુલામબાબા મીલ, પીપલ્સ મીલ, (જાફરઅલી મીલ), બોબીંગ મીલ, બેલામીલ, ગુજરાત સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ છે. તેમાંની પહેલી બે ચાલુ છે તેમાં કાપડ વણાય છે. ગાયકવાડ કાગળની મીલ છે તે બંધ છે. દેશી કાગળો બનાવવાની જમુ મીઆં કાગદીની મીલ ચાલુ છે. એ સિવાય રૂ કાંતવાનાં જીનો, રૂની ગાંસડી બાંધવાના પ્રેસો, ચોખાની મીલો, અનાજ દળવાની ઘંટીઓ અને બરફ તથા સોડાવોટર બનાવવાનાં કારખાનાં છે. જાત જાતના રંગબેરંગી મીનાકારી ચાંદલા, હીરા માણેકનું જડાવકામ ગામેગામ વખણાય છે. હીંગળોક ને રસકપુર અસલથીજ સુરતમાં બને છે. સુરત જેવી બરફી કોઈપણ ઠેકાણે બનતી નથી.

‡**નિકાસઃ**—રેશમી કાપડ, કિનખાબ, ચાંદલા, સુખડ ને હાથી-દાંતનું કોતરકામ, છીક ચળકતું ભરતકામ, મિઠાઇ, શાકભાજી વગેરે.

+**આયાતઃ**—સુતરાઉ, રેશમી અને ઉનનું કાપડ, રેશમ, લોઢાનો ને કાચનો સામાન, દારૂખાનું, ખાંડ, નાળિએર, રમકડાં, દવા, કેરોસીન તેલ, પત્થરા અને ઇમારતી લાકડાં વગેરે.

**રાજ્યરીતિઃ**—જિલ્લાના મુખ્ય અમલદાર **કલેકટર** સાહેબ છે તેઓ સુરતમાં રહે છે. એઓ જમાબંધી વસુલ કરે છે, ખર્ચ થાય તે આપે છે; અને મુલ્કી, ફોજદારી તથા લોકોપયોગી દરેક કામપર નીઘા રાખે છે. એમને મદદ કરવાને આસિસ્ટંટ કલેકટરો, ડેપ્યુટી કલેકટરો, એક ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર અને એક §હજુર ડેપ્યુટી કલેકટર હોય છે. શહેરનો કારભાર બરાબર ચલાવવા માટે નીચે મુખ્ય ખાતાં અને તેના અધિકારીઓ રાખવામાં આવ્યાં છે.

**પોલિસ ખાતુંઃ**—મારામારી, ખૂન, ચોરી, જુગાર, લૂટફાટ, હુલ્લડ વગેરે અટકાવવાં એટલે રૈયતના જાનમાલનું રક્ષણ કરવું, એ આ ખાતાનું કામ છે. એ ખાતાના મુખ્ય અમલદાર જિલ્લાના **પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ** સાહેબ છે, એમને મદદ કરવાને ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ, *પોલિસ ઇન્સ્પેકટરો, સબ ઇન્સ્પેકટરો, ÷જમાદારો, હવાલદારો, નાયકો અને સિપાઇઓ હોય છે.

**ન્યાયખાતુંઃ**—ખૂન કરનારા, ધાડ પાડનારા વગેરે ભારે ગુના કરનારનો તથા લેણદેણના ભારે દાવાનો ઇનસાફ કરવાનું કામ આ

---

‡બીજે ગામ જતો માલ. +બીજે ગામથી આવતો માલ.
§જિલ્લાના ખજાનાનો મુખ્ય અમલદાર. ×જિલ્લાના પોલિસનો મુખ્ય અમલદાર. * ફોજદાર. ÷ ચાર પાંચગેટનો ઉપરી.

ખાતાનું છે. આ ખાતાના મુખ્ય અમલદાર જિલ્લાના મુખ્ય ન્યાયાધીશ એટલે ડિસ્ટ્રિક્ટ જડજ–સેશન્સ સાહેબ છે. એમને મદદ કરવાને આસિસ્ટંટ જડજ અને સબૉર્ડિનેટ જડજ રાખેલા છે. શહેરમાં એક સ્મૉલકૉઝ કોર્ટ છે. તેના જડજ નાની રકમના લેણદેણના કજીઆ ચુકવે છે. ને તેમના ફેંસલાપર અપીલ નથી. શહેરમાં બનતા ગુનાની ફિર્‌આદ **સીટી માજીસ્ટ્રેટ** સાંભળે છે.

**બાંધકામ ખાતું**—સરકારી મકાનો, પૂલ વગેરે બાંધવાનું તથા સમારવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લામાં વડા **ઍક્ઝિક્યુટિવ એંજીનીયર** છે. તેની મદદમાં ઓવરસિયર હોય છે.

**દવાખાતું**:—સરકારી નોકરો તથા ગરીબોની દવા કરવી એ આ ખાતાનું કામ છે. એને લગતું ગૌશીતળાખાતું છે, તે નાનાં બાળકોને મફત શીતળા કાઢવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લાના વડા દાક્તરને **સિવિલ સર્જન** કહે છે. એમના હાથ નીચે આસિસ્ટંટ સર્જન અને હોસ્પિતાલ આસિસ્ટંટો રાખેલા છે.

**શહેર સુધરાઇખાતું**:—રસ્તા બંધાવવા તથા સુધરાવવા, સડકપર પાણી છંટાવવું, ગંદુ પાણી વહી જવાને ગટરો કરાવવી ને સાફ રખાવવી, બજારમાં બગડેલું અનાજ કે શાકભાજી વેચવાં ન દેવાં, સ્વચ્છ પાણી પુરૂં પાડવું, રાતે દીવા કરાવવા, આગ અને રેલથી શહેરનું રક્ષણ કરવું, શરૂઆતની કેળવણી આપવી વગેરે કામો કરે છે. [મ્યુનિસિપાલિટીના કારભારપર કલેક્ટર સાહેબ દેખરેખ રાખે છે. કારભાર ચલાવનાર શહેરના વિદ્વાન અને આગેવાન ગૃહસ્થો હોય છે. સૌમાં વડા પ્રેસિડંટ સાહેબ છે. એ સિવાય વાઇસ પ્રેસિડંટ, ચીફ ઓફિસર, સેક્રેટરી, ઈજનેર, દરોગા, કારકુનો વગેરે પણ હોય છે.]

આ ખાતું ઘરવેરો, બાજરૂવેરો, નળવેરો, ગાડીવેરો ઉઘરાવે છે તથા બીજે ગામથી શહેરમાં આવતા માલપર જકાત લે છે, અને તે પૈસા શહેર સુધારા પાછળ ખરચે છે.

**પોસ્ટ ખાતું**:—શહેર કે ગામમાંથી કાગળો, માસિકો, ન્યુસ-પેપરો, મનીઓર્ડરો, વી પી.ઓ વગેરે મોકલવાનું તથા બીજી જગાનાં આવેલાં પહોંચાડવાનું કામ કરે છે. એને લગતી સેવિંગ્સ બેંક છે. તેમાં ચાર આનાથી પાંચસો રૂપીઆ સુધી એક વર્ષમાં જમા લે છે, ને તેનું વ્યાજ આપે છે. હેડ પોસ્ટ ઓફિસના ઉપરી **હેડ પોસ્ટ માસ્તર** કહેવાય છે. તે પોસ્ટ ઓફિસના ઉપરી પોસ્ટ માસ્તરપર દેખરેખ રાખે છે. શહેરમાં ૭ સબ પોસ્ટ ઓફિસ છે. વેપારની સવડ માટે બે વાર કાગળો વહેંચાય છે.

**આબકારી ખાતું**:–સરકારની રજા વગર કેફી વસ્તુ (અફીણ, ભાંગ, ગાંજો, તાડી, દારૂ, કોકેન વગેરે) વેચનાર અથવા બનાવનાર ઉપર દેખરેખ રાખે છે ખાતાના ઉપરીને **આબકારી કલેકટર** કહે છે. તેની મદદમાં આબકારી ઇન્સ્પેકટરો હોય છે.

**કસ્ટમ ખાતું**:—નદી માર્ગે આવતા જતા માલ પર કર લે-વાનું કામ આ ખાતાનું છે. એ ખાતાના ઉપરીને **કસ્ટમ કલેકટર** કહે છે.

**કેળવણી ખાતું**:—છોકરાંઓને કેળવણી આપવાનું કામ આ ખાતાનું છે. આ ખાતાના જિલ્લાના મુખ્ય અધિકારી **ડેપ્યુટી એજ્યુ-કેશનલ ઇન્સ્પેકટર** સાહેબ છે. એમને મદદ કરવાને આસિસ્ટંટ ડે. એ. ઈ. સાહેબો હોય છે. શહેરના છોકરાંઓને શરૂઆતની કેળવણી આપ-વાનું કામ મ્યુનિસિપાલિટીનું છે.

**તાર ખાતું**:—એક જગાએથી બીજી જગાએ તાર મારફતે

સંદેશા તથા રૂપીઆ લાવવા લઇ જવાનું કામ કરે છે. એના ઉપરી **તાર માસ્તર** કહેવાય છે.

**રેલવે ખાતું**—માણસ તથા માલ આગગાડી મારફતે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવવા લઇ જવાનું કામ કરે છે. **સ્ટેશનના ઉપરીને સ્ટેશન માસ્તર** કહે છે. એને લગતું તાર ખાતું છે.

**ઇતિહાસઃ**-સુરતને સામે પાર રાંદેર છે, તે પહેલાં મોટું શહેર હતું. રાંદેરના સોદાગરોના જહાજ આ પાર લંગરાતાં. એ કાંઠાની જગામાં માછી, ખારવા ને બીજા એવાજ લોક રહેતા, તેથી તે **માછીવાડાને** નામે ઓળખાતી. એમાં એક ગઢી એટલે બુરજ ઘાટની નાની ઇમારત બાંધી હતી. ત્યાં રાંદેર સરકાર +ચાંચીઆઓને પકડી કેદ રાખતી. કોઇ નાગર જમીનદારની વિધવા પોતાના નાદાન પુત્ર ગોપીને લઇ કોઈ કારણથી અહીં આવી રહેલી. ગોપી મોટો થતાં ફારસી ભણ્યો. એ વખતે રાંદેરના એક <u>નવાયતા</u> (નવા આવેલા) એ પોતાની રાખ સુરજને કાઢી મૂકી. તે કંટાળી મક્કે જાત્રા જવા તૈયાર થઇ, પણ વહાણ ઉપડતાં વાર હતી; તેથી થોડા દિવસ માછીવાડા આગળ આવી રહી. અહીં તેને ગોપીની મા સાથે મુલાકાત થઇ, બંને વચ્ચે સારો સ્નેહ બંધાયો મક્કે જતી વેળા ગોપીની માને લાખો રૂપીઆના દાગીના સોંપતી ગઇ. જાત્રા જઇ આવી ટુંક મુદતમાં મરી ગઈ. એટલે તેના પૈસાથી ગોપી ધનવાન થઇ ગયો. તેણે મોટી મોટી હવેલી ને વાડી કરાવી, ને વેપાર લંબાવ્યો. જુદી જુદી જગાના વેપારીઓ વેપાર કરવા અહીં આવી રહેવા લાગ્યા, ને વસ્તી વધતી ચાલી. રાંદેર તૂટ્યું ને

---

+ દરીઆમાં ફરતાં વહાણો લૂટી લેનાર.

સુરત શહેર મોટું થતું ચાલ્યું. સને ૧૭૯૬માં શહેરની વસ્તી ૮ લાખની કહેવાતી. મોગલ પાદશાહીમાં સુરત જેવું કોઇ બંદર નહોતું. સઘળા યુરોપીઅનો હિંદુસ્તાનનો માલ સુરતમાંથીજ ખરીદતા એ વખતે લોકને રોજગાર ને સુખ સારાં હતાં. શહેરની શોભામાં કાંઇજ મણા નહોતી. દુનીઆના ઘણા ભાગના માણસો પહેરવેશ ને જુદા જુદી રીતભાતથી શહેર શણગારી રહ્યા હતા. બંદર ને બજારમાં તરેહ તરેહ વાર માલ–સામાન–તકતકતા હતા. હિંદના જુદા જુદા ભાગમાંથી વણજારો આવતી. તળ સુરતના બજારમાં ૨૦ લાખનો રોજ ઉથલપાથલ થતી. પણ બધા દિવસ સરખા જતા નથી. ચડતી પડતી થયા જ કરે. સન ૧૬૬૪ અને ૧૬૬૯ ની શિવાજીની લુટ; ૧૮૩૭ અને ૧૮૮૯ ની મોટી આગ; ૧૮૮૨ ની મોટી રેલ, ૧૭૯૧ અને ૧૭૯૬ ના દુકાળ તથા ૧૮૯૭ અને ૧૯૦૪ ની મરકીએ સુરતને હાલહવાલ કરી નાખ્યું. તાપી નદી પુરાતી ગઈ અને મુંબઇ વેપારનું મથક થયું.

અંગ્રેજ સરકારના શાંતિકારક અમલથી તેમજ મક્કાઇ ભાગળનો પૂલ તથા વરીઆવી ભાગળના કોટ વગેરે બાંધકામો કર્યા તેથી, રેલથી અને શહેરમાં મ્યુનિસિપાલીટીએ નળ નંખાવેલા હોવાથી આગથી ઝાઝું નુકસાન થવા પામતું નથી.

**સૂચના**—જે ભાગમાં નિશાળ આવેલી હોય તે ભાગથી શીખવવાની શરૂઆત કરવી.

## સ્ટેશન.

એ સુરતની પૂર્વમાં છે. શહેરની જમીન નીચી હોવાથી રેલવે સડક

ઉંચી બાંધી છે, તેથી સ્ટેશન સારૂં થવા પામ્યું છે. સ્ટેશનને બે +પ્લા-•ટફાર્મ છે. તેથી એકપરથી બીજાપર જવા લોખંડનો મજબુત પૂલ બાંધ્યો છે. સ્ટેશનપર ચઢવા ઉતરવાને ત્રણ રસ્તા છે. સ્ટેશન ઉપર સ્ટેશન માસ્તરની ઑફિસ તથા એ સિવાય રેલવે તાર ઑફિસ, ટપાલ ઑફિસ, ટિકીટ ઑફિસ તથા ગૃહસ્થોને બેસવાના ઓરડા છે. સ્ટેશન નીચે પાર્સલ ઑફિસ તથા પહેલા ને બીજા વર્ગની ટિકીટ ઑફિસ છે. સ્ટેશન આગળ વિશાળ મેદાન ને તેની સામા હોપબાગ, વીશી, હોટલ, ધર્મશાળા, પોસ્ટ ઑફિસ તથા દુકાનો છે. તેથી આ ભાગ ઘણો રળિઆમણો દેખાય છે. સ્ટેશનની પૂર્વે વરાછા ને અશ્વિનિકુમાર જવાની સડકો છે. વરાછાની સડકપર કાપડ, ઘી, ખાંડ, અનાજ, દોરીઆગાં વગેરેની વખારો છે. પાસે ધોબીઘટ્ટો એટલે ધોબીનો ઘાટ તથા રેલવે નોકરોને રહેવાના બંગલા છે. અહીં ઉતરાણ પછીની અમાસે સુરતની શોખીન પ્રજા કનકવા ચગાવવા જાય છે, તેથી અહીં મેળો સારો ભરાય છે.

**નામીચી જગા:—ટોલ ઑફિસ** (જકાત લેવાનું ઠેકાણું) **પ્રેસ, જીન, ગુલામબાબા મીલ, હોપ બાગ, પારેખ ધર્મશાળા, *ગુડસયાર્ડ.**

## ૧. બેગમપરૂં.

રેલવે સ્ટેશનથી [૧]દિલ્હી દરવાજા આગળ આવી ડાબા હાથની સડકે પશ્ચિમ તરફ જતાં દક્ષિણે બેગમપરૂં આવે છે ઔરંગઝેબ બાદશાહની બેન સુરતમાં રહી હતી તે પરથી બેગમપરૂં કહેવાય છે. એ

---

• +ઉતારૂને ચઢવા ઉતરવાની જગા. *માલ ચઢાવવા ઉતારવાની જગા. ૧. દિલ્હીના પાદશાહનો ફરમાન એ દરવાજેથી આવતો તે પરથી.

બધાં પરાં કરતાં મોટું છે. એની પૂર્વે કોટ ને *સરાહનો દરવાજો આવેલો છે. ઘાંચી, મુસલમાન ને વહોરા વગેરેની વસ્તી છે.

**સૂચના**-વર્ગમાં છોકરાઓની જાત તથા તેઓના વાલીના ધંધા પૂછી કઇ કઇ જાતના લોકો વસે છે તથા શા શા ધંધા હુન્નર ચાલે છે તે સમજાવવું.

**નામીચી જગા—જ્યોર્જ થિએટર, પ્રિન્સેસ થિએટર, બરફનું કારખાનું, ધી સ્વદેશી સ્પીનીંગ ને વીવીંગ મીલ, નવાબી મહેલો, દેશી કાગળનું કારખાનું, મ્યુ. સ્કુ. નં. ૧૦ પોલિસગેટ, મિશન કન્યાશાળા, †દાણાપીઠ, ઘાસનીપીઠ, +ઝાંપાબજાર, વહોરવાડ કન્યાશાળા નં. ૨૪.**

**મેળો—કતલની રાતનો, ગ્યાનીજીનો.**

## ૨ સલાબતપરું.

બેગમપરાના ઝાંપા બજારમાંથી એક સડક સીધી દક્ષિણમાં જાય છે, તે સડકે સલાબતપરે જવાય છે. એ પરું સલાબતખાને વસાવ્યું હતું. એ પરાના ઘણા ભાગમાં વાડીઓ છે. એ બેગમપરા કરતાં નાનું છે. એ પરાને લગતા કોટને બે દરવાજા એક સલાબતપરાનો અને બીજો ×માનનો છે. એ પરાની ઘણીખરી જમીન નીચી છે. જે ભાગમાં ચોમાસામાં પાણી ભરાય છે તે ભાગમાં મકાનોના ઓટલા ઉંચા બાંધ્યા છે. અહીંની જમીનમાંથી મરડીઆ કાંકરા નીકળે છે. વસ્તી ખત્રી, મુસલમાન વગેરેની છે.

---

*એ દરવાજા બહાર સરાહ=ધર્મશાળા હતી તે પરથી.

† બજાર. + અસલ આ જગાએ કાંટાની વાડનો ઝાંપો હતો તેથી.

×અહીં અમીર ઉમરાવોને સભા ભરી માન આપવામાં આવતું તેથી.

**નામીચી જગાઓ—પોલિસ લાઇન્સ, પોલિસગેટ, બંબાગેટ, ઈદગા, કતલખાનું, મમદી (મહમદી) બાગ, મ્યુ. નં. ૧૬ ની નિશાળ તથા મ્યુ. નં. ૧૪ની ઉર્દુ નિશાળ.**

## ૩ નવુંપરૂં.

બેગમપરાની પશ્ચિમે છે. મોટી આગમાં બળી જવાથી નવું બંધાએલું માટે નવુંપરૂં કહેવાય છે. એ શહેરપનાહની લગોલગ છે. એની ને શહેરપનાહની વચ્ચે ખાઈ છે. વસ્તી શ્રાવક, કણબી, ગોલા અને વહોરા વગેરેની છે.

**નામીચી જગાઓઃ-ઝાંપાબજાર, બંબાગેટ, મુલ્લાંજીની હવડી ને મસીદ, મસ્કતી હાસ્પિતાલ, મોટી ઘડિઆળ, મ્યુ. સ્કૂલ નં. ૩, મ્યુ. સ્કૂલ નં, ૨૦, પારેખ દવાખાનું, અલાચાની વાડી, પોલિસ લાઈન્સ, સરકારી તાર ઓફિસ, કાપડ બજાર, કંસારા બજાર, ગળિઆરાની મસ્જીદ, બરાનપુરી ભાગોળ.**

**મેળા-ગોકળ આઠમનો, હોળીની ધીસનો.**

## ૪ ઇંદરપરૂં.

એ નવાપરાની દક્ષિણે છે. ઇંદરજી નામે અનાવલા બ્રાહ્મણે વસાવેલું છે. એ પરાની ત્રણ મેર ખાડી હોવાથી ચોમાસામાં જવા આવવાની ઘણી અડચણ પડે છે. પાણી ભરાવાથી કેટલીક જગાએ ઓટલા ઉંચા રાખ્યા છે. એ પરાના કેટલાક ભાગની જમીનમાંથી મરડીયા કાંકરા નીકળે છે. વસ્તી ખત્રી ને મુસલમાન વગેરેની છે.

**નામીચી જગા-(૧) છડીનાં થાનક.**

**મેળા-(૧) છડીનો, (૨) હોળીની ધીસનો.**

## ૫ રૂસ્તમપરૂં.

આ પરૂં ઈંદરપુરૂં ને સલાબતપરૂં એ બેની લગોલગ છે. અંગ્રેજોને વલંદાના દલાલ રૂસ્તમજીના નામપરથી રૂસ્તમપરૂં કહેવાય છે. માનના દરવાજાથી કોટે કોટે +નવસારી (ઉધના) ના દરવાજા સુધી એની હદ છે. આ પરાના પારસીઓ કેળવાયલા ને સુઘડ છે. વસ્તી પારસી વગેરેની છે.

**નામીચી જગા—પારસીના છોકરા તથા છોકરીની નિશાળ, પોલિસગેટ, બંબાગેટ, રૂસ્તમબાગ, અગિઆરી, ગોપીતળાવ, નવસહીદની દરગાહ, મારકીટ, કબીરનું મંદીર, દારૂનો ડેપો (વખાર), નવસારી દરવાજા બહાર દારૂનું ફૂટ (કારખાનું) છે ત્યાં દારૂ બને છે.**

**મેળા—વિજ્યાદશમી, નવસહીદનો ઓરસ.**

## ૬ સગરામપરૂં.

એ રૂસ્તમપરાની પશ્ચિમે છે. સગરામ નામે અનાવલા બ્રાહ્મણે એ વસાવ્યું હતું. પશ્ચિમ તરફ જમીન ખુલ્લી છે; દરવાજા તરફ ખેતરો ને ઝાડી છે. નવસારી દરવાજાથી એની હદ શરૂ થઇ કોટે કોટે આગળ જતાં ¶હનુમાનનો (§જાફરઅલીનો) દરવાજો આવે છે. તે મૂકીને મજુરા દરવાજો આવે છે. અહીં સગરામપરાની હદ પુરી થાય છે. મજુરા દરવાજા બહાર મોટી પાંજરાપોળ છે. વસ્તી અનાવલા બ્રાહ્મણ, ભાવસાર, ખત્રી ધોબી વગેરેની છે.

**નામીચી જગા—નવસારી બજાર, રોકડીઆ હનુમાન,**

---

+ એ દરવાજેથી નવસારી જવાય છે માટે. ¶ રોકડીઆ હનુમાનનું દહેરૂં છે તેપરથી. § નવાબ જાફરઅલીખાન તરફથી.

**ક્ષેત્રપાલ (ખેતરપાલ), મ્યુ. નં. ૮ ની નિશાળ, મ્યુ. નં. ૧૫ ની ઉર્દુ નિશાળ, પોલિસગેટ તથા બંબાગેટ.**

**મેળા—શેકડીઆ હનુમાનનો, ધીસનો.**

## ૭ સામપરૂં.

સગરામપરાની પશ્ચિમે કોટની પાસે છે. સામજી નામે અનાવલા બ્રાહ્મણના નામ પરની સામપરૂં કહેવાય છે. ઘણો ભાગ પડતર ને વાડી-વાળો છે. અહીંની જમીનમાંથી મરડીઆ કાંકરા મળી આવે છે. જમીન નીચી હોવાથી ચોમાસામાં પાણી ઝટ ભરાઇ જાય છે. વસ્તી અનાવલા બ્રાહ્મણ વગેરેની છે.

## ૮ રૂદરપરૂં.

સગરામપરાના નવસારી બજારથી ખાડીએ ખાડીએ પશ્ચિમ તરફ જતાં એ પરૂં આવે છે. રૂદરજી નામના અનાવલા બ્રાહ્મણ ઉપરથી એ નામ પડયું છે. આ પરાની આસપાસ ખાડીઓ છે. તેથી ચોમાસામાં ચોમેર પાણી પાણી થઇ રહે છે. અહીંની જમીનમાંથી મરડીઆ કાંકરા નીકળે છે. આ પરૂં નાનું છે. વસ્તી મરાઠા વગેરેની છે.

**મેળા—માછીની ધીસ.**

## ૯ રહેમતપરૂં.

રૂદરપરાની પશ્ચિમે છે. રહેમતખાનના નામપરથી રહેમતપરૂં કહેવાય છે. એ નાનું છે. એની આસપાસ ખાડીઓ છે. વચલી ઉંચી જમીનપર વસ્તી છે. ખાડી તરફ +મજુરા ભાગોળ હતી તેની નિશાની હાલ જણાતી નથી. અંદરના કોટની નિશાની બરાબર જણાય છે. વસ્તી વહોરા વગેરેની છે.

---

+ મજુરા ગામે જવાતું તેપરથી.

**નામીચી જગા—જુનું દારૂનું ફડ.**

## ૧૦ ખંડેરાવનુંપરૂં.

એ રહેમતપરાની પશ્ચિમે છે. ખંડેરાવ નામે મરાઠા ઉપરથી એ નામ પડ્યું છે. એ પરૂં નાનું હોઇ આજુબાજુ ખાડીઓ આવી રહી છે. જમીનમાંથી મરડીઆ કાંકરા નીકળે છે. વસ્તી મરાઠા ને મુસલમાન વગેરેની છે.

**મેળા—ગણપતિ ચોથનો.**

## ૧૧ નાનપરૂં.

એ ખંડેરાવના પરાની પશ્ચિમે છે. વલંદાએ કોઠી ઘાલી નાનું પરૂં વસાવેલું તેપરથી નાનપરૂં કહેવાય છે. આ પરૂં મોટું છે. એની પશ્ચિમે કોટને લગતો +અડવાનો દરવાજો છે. પારસી લોકો કેળવણીમાં આગળ પડતા, સાહસિક ને સુઘડ છે. વસ્તી પારસી વગેરેની છે.

**નામીચી જગા—મક્કાઈ ભાગળ, જહાંગીર બંદર કે વલંદા બંદર, હેડ પોસ્ટ ઓફિસ, ઇજનેર ઓફિસ, પ્રિન્સેસ બાગ, નાનપરાનો બજાર, પોલિસ ગેટ ને બંબાગેટ, મ્યુ. નં. ૨ ની નિશાળ, પારસીના છોકરાની નિશાળ, મિશન કન્યાશાળા, નાવડી બંદરનો ઓવારો, કોર્ટોનાં મકાન, જેલ, પુતલાવાડી ને કલેક્ટરનો બંગલો, સાર્વજનિક હાઇસ્કુલ.**

**મેળા—માછીની ધીસ, દિવાસાનો.**

અડવાના દરવાજા બહાર **પોલિસ લાઇન્સ, ફ્રેંચવાડી,** વાડી બંગલા તથા ભીમપોર ડુમસ જવાની સડક છે.

---

+ અડવા ગામે જવાય છે તેપરથી.

[આ પગના નાવડી ઓવારેથી વહાણમાં બેસી નદીને રસ્તે ઉત્તર તરફ જતાં શહેરનો ભાગ મૂકી આગળ લક્કડકોટની ભાગળ પાસેના કિનારા પર ઉતરીએ તો **ઘાસ્તીપરૂં** આવે છે.]

## ૧૨ ઘાસ્તીપરૂં.

એ નામ સુરતના નવાબ ગ્યાસુદ્દીન ઉપરથી પડ્યું છે. એ પરાની જમીન નીચી હોવાથી તાપીની રેલનું પાણી વહેલું ભરાય છે. હાલ અહીં લાકડાંની વખારો ઘણી છે. આલમપનાહ બંધાવતાં એ પરાનો કોટ અધુરો રહ્યો હતો પણ પાછળથી લાકડાનો કોટ કર્યો હતો, તેથી તે લક્કડકોટ કહેવાય છે. એ કોટને લગતા ત્રણ દરવાજા છે. ફાટક,[1] વરિઆવી[2] ને કતારગામનો.[3] નદી તરફ લક્કડકોટ ભાગળ તથા એ પરાની દક્ષિણે વરિઆવી ભાગળ છે. આ પરામાં વસ્તી વેરાતી છે. ફાટકના દરવાજા બરાબર રફીસુરજ ને ગેબનસા છે. વસ્તી નીચ લોકની છે.

**નામીચી જગા--વલંદા ને આરમીનીઅનનું કબરસ્તાન.**

**મેળા--રાનબાઇ કાનબાઇનો**

## ૧૩ સૈયદપરૂં.

એ પરૂં ઘાસ્તીપરાની દક્ષિણે છે. એની કેટલીક જમીન ઉંચી ને કેટલીક નીચી છે. સૈયદ એદ્રુસના વડવાપરથી સૈયદપરૂં કહેવાય છે. એ પરાને લગતી એક ભાગળ છે તે સૈયદપરી ભાગળ કહેવાય છે. વસ્તી સઘળી જાતના હિંદુ, પારસી ને મુસલમાની છે.

---

૧. તાપીના રેલના પાણીથી અહીંનો કોટ ફાટી ગયો હતો તેપરથી
૨. વરિઆવ ગામે જવાય છે તેથી. ૩. કતારગામ જવાય છે તેથી.

**નામીચી જગા--મ્યુ. નં. ૧૧ ની નિશાળ, તુરાવા. મદ્રેસા, મિશન કન્યાશાળા.**

**મેળા—રાનબાઇ કાનબાઇનો.**

## ૧૪ રામપરૂં.

રામપરૂં ધારતીપરાની પૂર્વમાં છે. એ રામભાઈ નામે અનાવલા બ્રાહ્મણે વસાવ્યું હતું. કતારગામના દરવાજાથી એની હદ શરૂ થાય છે. કતારગામના દરવાજા બહાર ઇદગા ને અંગ્રેજ કબરસ્તાન. વસ્તી કણબી વગેરેની છે.

**નામીચી જગા—અરદેશર કોટવાલનો બંગલો તથા વાડી, અનાથ બાળાશ્રમ, અશક્તાશ્રમ, પોલિસ લાઇન્સ. વલંદાનું કબ્રસ્તાન, સ્વામીનારાયણનું મંદિર, પોલિસગેટ તથા બંબાગેટ.**

## ૧૫ રૂઘનાથપરૂં.

રામપરાની પૂર્વે એ પરૂં છે. રૂઘનાથ નામે અનાવલા બ્રાહ્મણે એ વસાવ્યું હતું. સુરતમાં દક્ષિણી બ્રાહ્મણનો મોટો ભાગ પહેલાં અહીંજ વસતો હતો. આ લોકો ગરીબ ને કેળવણીમાં પાછળ છે, આ પરાની હદ પૂર્વમાં +લાલદરવાજા સુધી છે. વસ્તી કણબી ને ખત્રી વગેરેની છે.

**નામીચી જગા—બંબાગેટ, મ્યુ. નં. ૧૮ ની નીશાળ, ચોખાની મીલ** એ હાલ બંધ છે.

## ૧૬ હરિપરૂં.

રૂઘનાથપરાની દક્ષિણે હરિભાઇ નામે અનાવલા બ્રાહ્મણે વસાવ્યું

---

+લાલદાસ સાધુના મઠ ઉપરથી.

હતું. ઘણાખરાં ઘરો છોબંધી બાંધણીનાં ને હારબંધ છે. સડકપરનો દેખાવ સારો મોભાદાર છે. લોકો સુખી ને કેળવણીમાં આગળ પડતા છે. વસ્તી સઘળી જાતના હિંદુ ને મુસલમાનની છે.

**નામીચી જગા—મ્યુ. નં. ૭ ની નિશાળ, પ્રેમચંદ રાયચંદ કન્યાશાળા, પોલિસ ગેટ, બંબાગેટ, ફાયર એંજીન, ભવાની વડ, બોરા ઇંગ્લિશ સ્કૂલ, ઘીનો કાંટો, ચાર ખાનાનો ચકલો.**

**મેળો—હોળીની ચીસનો.**

## ૧૭ મહીધરપરૂં.

આ પરૂં હરિપરાની પૂર્વમાં છે. મહીધર નામના અનાવલા બ્રાહ્મણે વસાવ્યું હતું. વસ્તી કણબી વગેરેની છે. તેઓ સુખી છે.

**નામીચી જગા—પોલિસ ગેટ, બંબાગેટ, મિશન ગુજરાતી નિશાળ.**

## ૧૮ હેદરપરૂં.

એ મહીધરપરાની પૂર્વમાં છે. એ પરાની પૂર્વે કોટ આવ્યો છે. હૈદરખાનના નામ પરથી હૈદરપરૂં કહેવાય છે. વસ્તી કણબી વગેરેની છે.

**નામીચી જગા—મ્યુ. નં. ૧૨ની નિશાળ, ગલેમંડીનો બજાર, પોલિસ ગેટ, બંબાગેટ.**

**મેળો—છડીનો, દદીઆ દશમનો.**

## ૧૯ મનચરપરૂં.

એ હૈદરપરાની પૂર્વે છે. દિલ્હી દરવાજા સુધી એની હદ છે. મનચેરજી પારસીના નામપરથી મનચરપરૂં કહેવાય છે. વસ્તી મરાઠા વગેરેની છે.

**નામીચી જગા—જકાતનું નાકું, પોલિસ ગેટ, દિલ્હી દરવાજો.**

[ દિલ્હી દરવાજેથી બેગમપરાને લગતી સડકે સડકે બરાનપુરી ભાગળ આગળ આવીએ એટલે અહીંથી પશ્ચિમનો ભાગ '**શહેર**'ને નામે ઓળખાય છે. તેમાં બરાનપુરી ભાગળ પાસેનો ભાગ કણપીઠ કહેવાય છે. ]

## ૧ કણપીઠ.

પહેલાં અહીં અનાજનો મોટો બજાર ભરાતો તેપરથી કણપીઠ કહેવાય છે. સડકનો ભાગ રળિયામણો ને દુકાનોથી ભરપુર છે તેમાં સુખડીઆ, ગાંધી, કાપડીઆ, કણીઆ, લોખંડવાળા, અંગ્રેજી દવા વેચનાર વગેરેની દુકાનો મુખ્ય છે. વસ્તી ઉંચ કોમની છે.

**નામીચી જગા—લીમડાચોક, યુનિયન હાઇસ્કૂલ, લાલગેટ, ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેકટરની ઓફિસ, વડોદરાબેંક.**

## ૨ રહીઆ સોનીનો ચકલો.

કણપીઠની દક્ષિણે છે. રહીઆ સોનીના નામપરથી એ નામ પડયું છે. લોકો કેળવાયલા ને સુખી છે. વસ્તી ઉચ કોમની છે.

**નામીચી જગા-બાલાજીનું દહેરૂં, રામજીનું મંદિર, રણછોડજીનું મંદિર, વિઠ્ઠલનાથજીનું મંદિર, સત્યનારાયણનું મંદિર, ગવર્નમેંટ મિડલસ્કૂલ, રાધાવલ્લભનું મંદિર, કાશીવિશ્વનાથનું દહેરૂં, અંબાજીનું દહેરૂં, કાલિકાનું દહેરૂં.**

**મેળા—માતાની આઠેમ.**

## ૩ વાડીફળીઉં.

એ રહીઆ સોનીના ચકલાની દક્ષિણે માંહેના કોટને લગતું છે.

પહેલાં આ ભાગમાં વાડી હતી તેપરથી આ નામ પડ્યું છે. લોકો કેળવાએલા ને સુખી છે. વસ્તી ઉંચ કોમની છે.

**નામીચી જગા—સંસ્કૃત પાઠશાળા.**

## ૪ સંઘાડિઆવાડ.

વાડીફળીઆની દક્ષિણે છે. પહેલાં અહીં સંઘાડીઆઓની વસ્તી ઘણી હોવાથી એ નામ પડ્યું છે. પારસી ને ઉંચકોમ સિવાયના લોકો કેળવણીમાં પાછળ છે.

**નામીચી જગા—પોલિસગેટ, મ્યુ. નં. ૯ની નિશાળ, ગુલાબદાસ કન્યાશાળા, બંબાગેટ, નિર્મળદાસનું મંદિર.**

## ૫ ગોપીપરૂં.

સંઘાડિઆવાડની પશ્ચિમે છે. એ શહેરમાં છે છતાં પરૂં કહેવાય છે. અહીં સુરતનો મુરબ્બી ગોપી રહેતો હતો, તેના નામપરથી ગોપીપરૂં કહેવાય છે. શ્રીમંત શ્રાવકોનાં મકાન જોવા લાયક છે. લોકો કેળવાએલા ને પૈસાદાર છે. વસ્તી નાગર બ્રાહ્મણ, કાયસ્થ, વાણીઆ ને બ્રાહ્મણ વગેરેની છે.

**નામીચી જગા—મગનચંદ ફ્રી લાયબ્રેરી, રાયચંદ ધર્મશાળા, જૈન દહેરાં, લલ્લુજી મહારાજનું મંદિર, ગોવિંદજી મહારાજનું મંદિર, મ્યુ. નં. ૬ ની નિશાળ, પોલિસ ગેટ, બંબાગેટ.**

## ૬ ખપાટીઆ ચકલો.

ગોપીપરાની ઉત્તરે એ લત્તો છે. લોકો સુખી ને કેળવાએલા છે. વસ્તી ઉંચ કોમની છે.

**નામીચી જગા—હવાડીઆ ચકલો, ખપાટીઆ ચકલો,**

**રાયચંદ દીપચંદ કન્યાશાળા, વનિતા વિશ્રામ, જૈન પ્રેસ.**

**મેળો—વીસનો.**

## ૭ કેળાપીઠ.

ખપાટીઆના ચકલાની ઉત્તરે છે. અહીં કેળાંની વખારો હતી તેથી એ નામ પડયું છે. લોકો કેળવાએલા અને સુખી છે. વસ્તી ઉંચ કોમની છે.

**નામીચી જગા—મોટું મંદિર, કાપડ બજાર, મ્યુ. નં. ૧૭ ની નિશાળ, ચૌટું, કેળાપીઠનો પૂલ, જૈન વિજય પ્રેસ, વિઠ્ઠલવાડી, નાણાવટ, ધરમનો કાંટો.**

**મેળો—પવિત્રા બારસનો.**

## ૮ ભાગાતળાવ.

કેળાપીઠની પશ્ચિમે નીચી જમીનનો એ ભાગ છે. અહીં પહેલાં બાંધેલું તળાવ હતું તેથી એ નામ પડયું છે. ઉંચવર્ણના લોકો કેળવાએલા ને પૈસાદાર છે. નીચી જમીન હોવાથી ચોમાસામાં થોડા વરસાદે અહીં પાણી પાણી થઇ રહે છે. વસ્તી હિંદુ ને મુસલમાનની છે.

**નામીચી જગા—મ્યુ. નં. ૧ ની નિશાળ, સ્ત્રીછોકરાંની હોસ્પીટાલ, વિકટોરીઆ થિએટર, પાણીની ભીંત, સોનીફળીઉં, પારેખ હુન્નરશાળા, ફિરંગીનું કબ્રસ્તાન.**

## ૯ બડેખાંનો ચકલો.

ભાગાતળાવના નૈર્ઋત્ય ખુણાપર છે. બડેખાં પરથી એ નામ પડયું છે. લોકો કેળવણીમાં પાછળ પડતા ને ગરીબ છે. વસ્તી મુસલમાન, ઘાંચી ને ખારવા વગેરેની છે.

**નામીચી જગા—વલંદાની કોઠી, કાજીની મસીદ અને**

મિનારો, કાજીનો મહેલ, પોલિસ ગેટ, મ્યુ. નં. ૪ ની ઉર્દુ નિશાળ, મ્યુ. નં. ૧૩ ની અંત્યજશાળા, પશુ દવાશાળા.

મેળો—કાજી દાનાસાહેબનો ઓરસ.

## ૧૦ આસુરબેગનો ચકલો.

બડેખાંના ચકલાની પશ્ચિમે નીચી જમીનનો ભાગ છે. આસુરબેગના નામપરથી એ નામ પડ્યું છે. ચોમાસામાં એની પાસેની ખાડીમાં ઘણું પાણી ભરાઇ જાય છે. એ ખાડીને અબદુલ્લાબેગની ખાડી કહે છે. લોકો ગરીબ ને કેળવણીમાં પછાત છે. વસ્તી મુસલમાન વગેરેની છે.

**નામીચી જગા—જુનો દરબાર, મારકીટ, જૈનપાઠશાળા.**

**મેળો—માછીની ધીસનો.**

## ૧૧ ચોકબજાર.

આસુરબેગના ચકલાની ઉત્તરે છે. એનો દેખાવ એકંદરે શહેરને શોભાવનારો છે. આ ભાગ તાપીના કિનારાપર વસેલો હોવાથી હવા સારી છે. ચોકની સડકના ભાગપર દુકાનજ દુકાન છે. લોકોને નહાવા ધોવા તથા પાણી ભરવાને સુગમ પડે માટે નદી કિનારા તરફના શહેરપનાહની ભાગળ ઘણાજ પાસે પાસે રાખી છે. વસ્તી મુસલમાન, શ્રાવક વગેરેની છે.

**નામીચી જગા--મોટી ઇસ્પિતાલ, વિકટોરિઆ બાગ, સુવાવડ ખાનું મુંબઇ બેંક, કિલ્લો, +પાદશાહી ભાગળ, ડક્કો, હાઇસ્કૂલ, દેશી મિત્ર પ્રેસ, બંબાગેટ, નગીનચંદ હોલ,**

---

+એ ભાગળે થઇ મોગલ પાદશાહની સવારી જતી.

હોપપૂલ, ચોકબજાર, મ્યુ. નં. ૨૧ની ઉર્દુ નિશાળ, પોલીસ ગેટ, સાર્વજનિક મીડલસ્કૂલ, અંગ્રેજનું દેવળ, ફુરજો, મીર બહેરની ભાગળ, બક્ષીનો દરીઆ મહેલ.

મેળા–અળેવ, તાબુત, ઈદ તથા શનિવારનો હાટ.

## ૧૨ મુલ્લાં ચકલો.

એ ચોક બજારની ઉત્તરે છે. એ ભાગ નદી કાંઠાને લગતો કંઇક ઉંચી જમીનમાં આવ્યો છે. ભટારના મુલ્લા પરથી એ નામ પડ્યું છે. પહેલાં પરદેશી સોદાગરો–વેપારીઓ જે સુરતમાં આવતા તે અહીંના સોદાગરવાડામાં રહેતા. વસ્તી મુસલમાન, દેશી ખ્રિસ્તી વગેરેની છે.

નામીચી જગા—ફ્રેઝરનો દરીઆમહેલ, ગુજરાત મિત્ર છાપખાનું, મ્યુનિસિપાલ હોલ, (મુસાફરખાનું) મોદીજીનો દરીઆ મહેલ, મિશન હાઉસ, મિશન છાપખાનું, મિશન હાઈ સ્કૂલ, મુલ્લા ખડકીની ભાગળ, પાતાળી હનુમાનનું દહેરૂં, અંગ્રેજની કોઠી, (જુની હોસ્પિટાલ), ફિરંગીની કોઠી, આર્મિનીઅન દેવળ, ચુડગરનો મિનારો, મિરજા સ્વામીની મસાદ, ચિંતામણિનું દહેરૂં, પોલિસગેટ તથા બંબાગેટ, સૈયદ એદ્રુસનો મિનારો, વરિઆવી બજાર, મારકીટ, પારસી ઓર્ફનેજ, એમાંજ પારસી અંગ્રેજી સ્કુલ છે, પારસી છોકરાની નિશાળ, અગિઆરી,

મેળો-તાબુતનો, ઇદનો.

## ૧૩ માછલી પીઠ.

એ મુલ્લા ચકલાની દક્ષિણે છે. આ ભાગની જમીન ઉંચી છે.

અહીં પહેલાં માછલી જથાબંધ વેચાતી તેથી માછલીપીઠ કહેવાય છે. વસ્તી પારસીની છે.

**નામીચી જગા—ડાકટર બહેરામજીનુ ધર્માદા દવાખાનું, પારસી અંગ્રેજી કન્યાશાળા, બંબાગેટ, પારસી છોકરીઓની ગુજરાતી નિશાળ.**

## ૧૪ રાણીતળાવ.

માછલીપીઠની પૂર્વમાં **છે.** જુંતના મુરબ્બી ગોપીની સ્ત્રીએ તળાવ બંધાવેલું હતું તે પરથી નામ પડ્યું છે. વસ્તી કેળવણીમાં પાછળ ને ગરીબ છે. વસ્તી પારસી ને મુસલમાનની **છે.**

**નામીચી જગા—મ્યુ. ન. ૫ ની ઉર્દુ નિશાળ, મ્યુ. નં. ૨૫ ની ઉર્દુ કન્યાશાળા.**

**— સમાપ્ત. —**

# પૂરવણી.

**બહારના કોટના દરવાજાનાં નામ—ઉત્તરે**-વરીઆવી ને કતારગામનો દરવાજો; **ઇશાને**-લાલ દરવાજો; **પૂર્વે**-દિલ્હી, સહરા ને સલાબતપરાનો દરવાજો; **દક્ષિણે**-માન, નવસારી ( ઉધના ), હનુમાન ( જાફરઅલી ), ને મજુરા દરવાજો; **નૈઋત્યે**-અડવાનો દરવાજો; **વાયવ્યે**-ફાટકનો દરવાજો.

**અંદરના કોટની ભાગળનાં નામઃ—ઉત્તરે**—વરીઆવી ભાગળ; **પૂર્વે**-સૈયદપુરી ને બરહાનપુરી ભાગળ; **દક્ષિણે**-નવસારી ને મજુરા ભાગળ; **પશ્ચિમે**-મક્કાઇ, બાદશાહી, ડક્કા, રાજાઓવારા,

મીરબહેર, મુલ્લાંખડકી ને લક્કડ કોટની ભાગોળ.

**પરાં:—પૂર્વે**-બેગમપરૂં, સલાબતપરૂં, નવુંપરૂં ને ઈંદરપરૂં; **અગ્નિખુણે**-રૂસ્તમપરૂં; **દક્ષિણે**-સગરામપરૂં ને સામુપરૂં; **નૈઋત્યે**-ઉંદરપરૂં, રહેમતપરૂં, ખંડેરાવપરૂં ને નાનપરૂં; **વાયવ્યે**-ધારતીપરૂં; **ઉત્તરે**-સૈયદપરૂં; **ઈશાને**-રામપરૂં, રૂઘનાથપરૂં, હરિપરૂં, મહીધરપરૂં, હૈદરપરૂં ને મંચરપરૂં.

**શહેરના ભાગો**—કણપીઠ, રવીઆસોનીનો ચકલો, વાડીફળીઉં, સંઘાડિઆવાડ, ગોપીપરૂં, ખપાટીઆ ચકલો, ભેળાપીઠ, ભાગાતળાવ, બંબખાંનો ચકલો, આસુરાબેગનો ચકલો, ચોકબજાર, મુલ્લા ચકલો, માછલીપીઠ ને રાણીતળાવ.

**શહેરના મુખ્ય અધિકારીઓ**—કલેકટર સાહેબ, પોલિસ સુપ્રિન્ટેંડંટ સાહેબ, સેશન્સ જડજ સાહેબ, એક્ઝિક્યુટીવ એંજીનીયર, સિવિલ સર્જન, પ્રેસિડંટ, ચીફ ઓફિસર, હેડ પોસ્ટ માસ્તર, આબકારી કલેકટર, કસ્ટમ કલેકટર, ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, મામલતદાર, સીટી માજિસ્ટ્રેટ વગેરે.

**શહેરમાંના મુખ્ય ખાતાં**—મહેસુલી ખાતું, પોલિસ ખાતું, ન્યાય ખાતું, બાંધકામ ખાતું, દવા ખાતું, શહેર સુધરાઇ ખાતું, પોસ્ટ ખાતું, આબકારી ખાતું, કસ્ટમ ખાતું, કેળવણી ખાતું વગેરે.

## શહેરમાંના જોવા લાયક પ્રખ્યાત સ્થળો.

રેલવે સ્ટેશન તથા તેની સામેના મકાનો, ગુલામબાબા મીલ, જીનો, ધર્મશાળાઓ, ગુડસયાર્ડ. **બેગમપરૂં**-જ્યોર્જ થિએટર, પ્રિન્સેસ થિએટર, બરફનું કારખાનું, નવાબી મહેલો, પીપલ્સ મીલ, વહોરવાડનાં મકાનો. **સલાબતપરૂં**-પોલિસ લાઇન્સ, ઇદગા, કતલખાનું.

**નવું પરૂં**-ઝાંપાબજાર, મારકીટ, મુલ્લાજીની દેવડી ને મસીદ, મરક્તી ઇસ્પિતાલ, મોટી ઘડિઆળ, પારેખ દવાખાનું, પોલિસ લાઇન્સ, સર્કારી તાર ઓફિસ, બરહાનપુરી ભાગળ. **રૂસ્તમપરૂં**-રૂસ્તમ બાગ, અગિઆરી ગોપીતળાવ, નવસહીદની દરગાહ, મારકીટ, કબીરનું મંદિર, દારૂનો ડેપો, દારૂનું ફંડ. **સગરામપરૂં**-નવસારી બજાર, રેકડિઆ હનુમાન. **રહેમતપરૂં**-જુનું દારૂનું ફંડ. **નાનપરૂં**-મક્કાઇ ભાગળ, વલંદાબંદર, હેડ પોસ્ટ ઓફિસ, ઇજનેર ઓફિસ, પ્રિન્સેસ બાગ. મારકીટ, નાનપરાનો બજાર, કોર્ટોનાં મકાનો, જેલ, પુતલાવાડી, સાર્વજનિક હાઇસ્કુલ. **ધારતીપરૂં** વલંદા ને આર્મિનીઅનનું કબરસ્તાન **સૈયદપરૂં**-મારકીટ. **રામપરૂં**-અરદેશર કોટવાલનો બંગલો ને વાડી, અનાથ બાળાશ્રમ, અશક્તાશ્રમ, પોલિસ લાઇન્સ, વલંદાનું કબરસ્તાન, સ્વામીનારાયણનું મંદિર **રૂઘનાથપરૂં**—ચોખાની મીલ **હરિપરૂં**— ઘી કાંટા, કાજી ફ્રી લાયબ્રેરી, ભવાનીનો વડ, એંગ્લો ઇંગ્લિશ સ્કૂલ, ફાયર એંજીન. **હૈદરપરૂં**—ગલેમંડીનો બજાર. **મંચ્છરપરૂં**—દિલ્હી દરવાજો, જકાતનું નાકું. **કણપીઠ**—યુનિયન હાઇસ્કૂલ, ડેપ્યુટી એજ્યુ૦ ઇ૦ ની ઓફિસ. વડોદરા બેંક **રહીઆ સોનીનો ચકલો**- ગણપતરામ ફ્રી લાયબ્રેરી, બાલાજીનું દહેરૂં. રામજીનું મંદિર, રણછોડજીનું મંદિર, વિઠ્ઠલનાથજીનું મંદિર, સત્યનારાયણનું મંદિર, ગવર્નમેંટ મિડલ સ્કૂલ, રાધાવલ્લભનું મંદિર, કાશીવિશ્વનાથનું દહેરૂં, હિંદ નિરાશ્રિત ફંડનું ફ્રી વાચનાલય તથા ધર્માદા દવાખાનું, અંબાજીનું દહેરૂં, કાળકામાતાનું દહેરૂં. **વાડીફળીઉં**—સંસ્કૃત પાઠશાળા. **સંગ્રામિઆવાડ**—ગુલાબદાસ ભાઇદાસ કન્યાશાળા, નિર્મળદાસનું મંદિર. **ગોપીપરૂં**—મગનચંદ ફ્રી લાયબ્રેરી, રાયચંદ ધર્મશાળા, જૈન

દહેરાં, લલ્લુજી મહારાજનું મંદિર, ગોવિંદજી મહારાજનું મંદિર, આચાર્યજીનું મંદિર. **ખપાટીઆ ચકલો**--વનિતા વિશ્રામ, જૈન પ્રેસ. **કેળાપીઠ**--મોટું મંદિર, ચૌટાબજાર, કેળાપીઠનો પૂલ, જૈન વિજય પ્રેસ, વિઠ્ઠલવાડી, નાણાવટ. **ભાગાતળાવ**--સ્ત્રી છોકરાંની હોસ્પિતાલ, અખબાર પ્રેસ, વિક્ટોરિઆ થિએટર, પારેખ હુન્નરશાળા, ફિરંગીનું કબરસ્તાન. **ખરેખાંનો ચકલો**--વકીલદાની કોઠી, કાજીની મસીદ, મિનારો તથા મહેલ, પશુ દવાશાળા. **આસુરબેગનો ચકલો**--જુનો દરબાર, જૈન પાઠશાળા. **ચોકબજાર**--મોટી હોસ્પિતાલ, કસરતશાળા, વિક્ટોરિઆ બાગ, ડક્કો, સુવાવડખાતું, મુંબઇ બેંક, ગવર્નમેંટ હાઇસ્કૂલ, દેશી મિત્ર પ્રેસ, સાર્વજનિક મિડલસ્કૂલ, ચોકબજાર, કિલ્લો, હોપપૂલ, અંગ્રેજનું દેવળ નગીનચંદ હોલ, એદ્રુસ લાયબ્રેરી, કુરજો, બક્ષીનો દરીઆ મહેલ. **મુલ્લા ચકલો**--ફ્રેઝરનો દરીઆ મહેલ, ગુજરાતમિત્ર છાપખાનું, મ્યુનિસિપાલીટી, મોદીજીનો દરીઆમહેલ, મિશન હાઉસ, મિશન છાપખાનું, મિશન હાઇસ્કૂલ, મુલ્લાં ખડકી, પાતાળી હનુમાનનું દહેરું, અંગ્રેજની કોઠી, ફિરંગીની કોઠી, આર્મિનીઅન દેવળ, ચુડગરનો મિનારો, મીરજાસ્વામીની મસીદ, ચિંતામણીનું દહેરું, સૈયદ એદ્રુસનો મિનારો, વરીઆવી બજાર, પારસી ઓર્ફનેજ, પારસી છોકરાની અંગ્રેજી સ્કૂલ. **માછલીપીઠ**--દાક્તર બહેરામજીનું ધર્માદા દવાખાનું, પારસી અંગ્રેજી કન્યાશાળા.

**મુસલમાનોની મસીદ**--ખાજે દિવાન સાહેબની મસીદ, નવસહીદ કબર, સૈયદ એદ્રુસની મસીદ, મીરઝા સ્વામીની મસીદ.

**હિંદુનાં દહેરાં**--મોટું મંદિર, ગોવિંદજી મહારાજનું મંદિર, લલ્લુજી મહારાજનું મંદિર, રામજીનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર,

બાલાજીનું મંદિર, પાતાળી હનુમાનનું દહેરૂં, રોકડીઆ હનુમાનનું દહેરૂં, અંબાજીનું દહેરૂં, કાળકા માતાનું દહેરૂં, કાશીવિશ્વનાથનું દહેરૂં અને મોળેશ્વર મહાદેવનું દહેરૂં વગેરે.

**જૈનનાં દહેરાં**—મહાવીર સ્વામીનું, આદીશ્વર ભગવાનનું, ચિંતામણીનું.

પારસીઓની બે અગિઆરી છે. એક માછલીપીઠમાં અને બીજી રૂસ્તમપરામાં.

**બજાર**—ગલેમંડી, ઝાંપા, બરહાનપુરી, કણપીઠ, કેળાપીઠ, નાણાવટ, ચોકબજાર, નાનપરા, નવસારી, ગોપીપરા ને વરીઆવી બજાર.

**નિશાળો**—શહેરમાં મ્યુનિસિપાલીટીની ૨૯ નિશાળો છે. તેમાં ચાર ગુજરાતી કન્યાશાળા, એક ઉર્દુ કન્યાશાળા, બે અંત્યજશાળા, ૭ ઉર્દુશાળા અને બાકી સોળ છોકરાઓની ગુજરાતી શાળા છે. એ સિવાય રાયચંદ દીપચંદની બે કન્યાશાળા, એક ફુલકોર કન્યાશાળા, ચાર મિશન કન્યાશાળા, બે પારસી કન્યાશાળા, ત્રણ મિશન ગુજરાતી છોકરાની શાળા, ત્રણ પારસી છોકરાની શાળા, એક સંસ્કૃત પાઠશાળા, પારેખ હુન્નરશાળા, એક જૈન પાઠશાળા, ચાર ફ્રી રાત્રીશાળા અને વહોરવાડમાં હોરાઓની પાંચ ૭ મદ્રેસાઓ છે.

**અંગ્રેજી નિશાળો**—બોરા ઇંગ્લિશ સ્કૂલ, યુનિયન હાઇસ્કૂલ, ગવર્નમેંટ મિડલ સ્કૂલ, સર્વજનિક મિડલ સ્કૂલ, ગવર્નમેંટ હાઇસ્કૂલ, સાર્વજનિક હાઇસ્કૂલ અને મિશન હાઇસ્કૂલ, પારસી છોકરીઓની અંગ્રેજી સ્કૂલ, મિશન જનાના સ્કૂલ, ફ્રી અંગ્રેજી રાત્રીશાળા.

**લાયબ્રેરીઓ**—મગનભાઇ ફ્રી લાયબ્રેરી, હિંદુ નિરાશ્રિત ફંડનું ફ્રી વાચનાલય, ગણપતરામ ફ્રી લાયબ્રેરી, કાજી ફ્રી લાયબ્રેરી, એદ્રુસ

લાયબ્રેરી, જૈન જ્ઞાનપ્રસારક લાયબ્રેરી, તુરાવા લાયબ્રેરી, મોહમેડન લાયબ્રેરીઓ અને નાનપરા તથા રૂસ્તમપરા પારસી લાયબ્રેરીઓ વગેરે.

**પોસ્ટ ઑફિસ**—નાનપરા, રૂસ્તમપરા, ગોપીપરા, નવાપરા, સૈયદપુરા, મુગલીસરા, કણપીઠ અને સ્ટેશન.

**પોલિસ લાઇન્સ**—અઠવા, નાનપરા, રામપરા, નવાપરા અને સલાબતપરા. શહેરમાં ૧૯ પોલિસગેટો તથા અઢાર બંબાગેટો છે. ઘણી ખરી બંબાગેટો પોલિસગેટોની પાસેજ છે.

**દવાખાનાં**—પારેખ દવાખાનું, મફતી હોસ્પિતાલ, હિંદુ નિરાશ્રિત ફંડનું દવાખાનું, દાકતર બહેરામજીનું ધર્માદા દવાખાનું, સ્ત્રી છોકરાંની હોસ્પિતાલ, સુવાવડખાનું, મોટી હોસ્પિતાલ.

**નાટકશાળા**—જ્યૉર્જ થિએટર, પ્રિન્સેસ થિએટર અને વિક્ટોરિઆ થિએટર

**છાપખાનાં**—મહમદી પ્રેસ, સોદાગર પ્રેસ, જૈન વિજય પ્રેસ, જૈન પ્રેસ, રાંદેર પ્રેસ, અખબાર પ્રેસ, ગુજરાત દર્પણ પ્રેસ, મિશન પ્રેસ, દેશમિત્ર પ્રેસ.

---

# ચોર્યાસી તાલુકો.*

તમે જે સુરત શહેરની ભૂગોળ શીખી ગયા, તે સુરત શહેર ચોર્યાસી તાલુકામાં છે. એ તાલુકામાં ચોર્યાસી ગામ હતાં તેથી ચોર્યાસી તાલુકો કહેવાય છે.

**સીમા**:—ઉત્તરે—ઓરપાડ તાલુકો ને તાપી નદી; પૂર્વે ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે—ગાયકવાડનું રાજ્ય ને મિંઢોળા નદી; પશ્ચિમે—અરબી સમુદ્ર ને ઓરપાડ તાલુકો.

---

* ઘણાં ગામ મળીને થએલો મામલતદારના તાબાનો ભાગ.

**વિસ્તારઃ**—ચોર્યાસી તાલુકાની લંબાઈ શહેરની લંબાઈ કરતાં લગભગ સવાચારગણી એટલે ૧૭ માઇલ છે, અને પહોળાઈ ચારગણી એટલે ૧૬ માઇલ છે.

**કુદરતી રચનાઃ**—આ તાલુકો એકંદરે સપાટ મેદાન છે. માત્ર નલંગપુર પાસેથી ચાર ખાડીની દક્ષિણનો ભાગ ખાડા ટેકરાવાળો છે. એ તાલુકામાં મોટી તાપી ને મિંઢોળા નદી વહેતી હોવાથી તેઓની આજુબાજુની જમીન રસાળ ને ઝાડપાનથી ભરપૂર છે. વચલો પૂર્વ ભાગ ઝાડપાન વિનાનો એટલે ઉજડ છે. પશ્ચિમ તરફ જે ભાગ દરીઆ નજીક છે, તે ઝાઝાં ઝાડપાન વિનાનો ને *રેતાળ છે. નદી કિનારાની જમીન +ગોરાટ, ને બાકીના ભાગની જમીન †બેસર છે. માત્ર પૂર્વ ને મધ્ય ભાગની જમીન કાળી છે. તાલુકાની જમીનનો ઢાળ પૂર્વ પશ્ચિમ છે. આ તાલુકામાં ડુંગરવાળી જમીન બીલકુલ નથી. પણ જમીનમાંથી સડક બાંધવાના ને ચુનાના પત્થર તથા મરડીઆ કાંકરા નીકળે છે.

**નદીઓઃ—તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર વરાછા, ઉતરાણ, અમરોલી, અશ્વનિકુમાર, ફુલપાડા, ગુપ્તેશ્વર, વરિઆવ, રાંદેર, સુરત, ઉમરા, ડુંઢ તથા ડુમસ છે. આ નદીપર એક આગગાડીનો ને બીજો ગાડીઘોડા ને માણસ જવાઆવવાનો પૂલ છે.

**મિંઢોળાઃ**—સોનગઢના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર સામરોદ, પારડીકંઠ, કછોલી, લાછપોર અને ઉંભેર છે.

---

*તદ્દન રેતીવાળી. + ઘણે ભાગે રેતી ને થોડે ભાગે મટોડી હોય એવી. † કાળી ને ગોરાટ બંનેનાં ગુણ સમાયલા હોય એવી.

આ નદી ૪૦ માઇલ લાંબી છે. એના કરતાં તાપી નદી નવગણી લાંબી છે. એનાપર આગગાડીનોપૂલ છે.

**ખાડીઓઃ—કાંકરાખાડી**—એ ખાડીમાંથી મરડીઆ કાંકરા નીકળે છે તેથી એ નામ પડયું છે. એ મિંઢોળાને મળે છે. એનાપર આગગાડીનો પૂલ છે.

**ચારખાડી**—બળેશ્વર પરગણામાંથી નીકળી મિંઢોળાને મળે છે. એ કાંકરાખાડી કરતાં અર્ધી છે.

**નાની ખાડી**—તાપીની રેલનું જોર અટકાવવા કાપદરા આગળથી નાની ખાઇ ખોદી તેથી એ નામ પડયું છે. એને કાંકરાખાડી સાથે જોડી દીધી છે. એનાપર આગગાડીનો પૂલ છે.

**આબોહવા**—એકંદરે આખા તાલુકાનાં હવાપાણી તનદુરસ્ત ગણાય છે. પશ્ચિમ ભાગ દરીઆ સાથે લાગેલો હોવાથી વધારે તાપ પડતો નથી. પૂર્વ ભાગ દરીઆથી દૂર અને ઘણે ભાગે ઝાડપાન વગરનો છે, તેથી કંઇક તાપ વધારે પડે છે. આખા તાલુકામાં ડુમસની હવા સારી ગણાય છે. ભીમપોર ડુમસ દરીઆ કાંઠે હોવાથી ત્યાંની હવા ખારી ગણાય છે, તે માંદા માણસને બહુ ગુણ કરે છે. તાલુકામાં ગામે ગામ મીઠા પાણીના કુવા હોવાથી પીવાના પાણીનો ખૂટકો નથી. ૩૦ થી ૩૫ ફુટની ઉંડાઇએ પાણી મળી આવે છે. આ તાલુકામાં સુરત જેટલો એટલે ૩૯ ઇંચ વરસાદ પડે છે.

**વનસ્પતિઃ**—બાગાયત ગામોમાં આંબા ઘણા ને સારા છે. કતારગામની કેરી ને પાપડી વખણાય છે, તેમ ફાલસાં પણ થાય છે. મોટા વરાછામાં ફણસનાં ઝાડ જોવામાં આવે છે. એમાં આદુ, સુરણ અને રતાળુ પુષ્કળ થાય છે. મોટા વરાછા, પુણા ને કુંભારીઆના

સીમાડાઓમાં સુખડનાં ઝાડ ઉગે છે. રાંદેરી બોર-રાંદેર ને અડાજણમાં. જમરૂખ-વેડ, કતારગામ ને ડુમસમાં. તાડ-દરીઆ તરફના ભાગમાં. લીમડા, પીપળા, વડ, બાવળીઆ, આમલી, વગેરે ઝાડો આખા તાલુકામાં થાય છે. ખજુરીનાં તથા તાડનાં ઝાડમાંથી તાડી નીકળે છે. તાડીનો વાપર જેટલો સુરતમાં છે તેટલો બીજે કોઇ ઠેકાણે નથી.

**જનાવર**—હરણ, સસલાં, શિઆળ, કુતરાં, બિલાડાં તથા બકરાં, ઘેટાં. ગાય, બળદ, ભેંસ, ઘોડા, ગધેડાં જોવામાં આવે છે; પક્ષીઓમાં ચકલાં, કાગડાં, કબુતર, કાબર, સુડાં, મોર, કોયલ, તીતર, બગલાં, સારસ, ચીબરી, હોલા, લાવરી વગેરે છે. નદી ને દરીઆમાં માછલાં થાય છે. ડુમસ, ભીમપોર ને ફુલપાડાના માછી તથા ખારવા માછલાં પકડે છે.

**વસ્તી**—એક લાખ પાંસઠ હજાર માણસની વસ્તી છે. મુખ્ય હિંદુની છે. મુસલમાન, વહોરા, પારસી, શ્રાવકની વસ્તી પણ ઠીક છે. કોળી દુબળા દરેક ગામમાં છે કુલ વસ્તીનો ત્રીજો ભાગ કોળી દુબળા છે. હિંદુમાં બ્રાહ્મણ, અનાવલા બ્રાહ્મણ, વાણીઆ, કણબી ને રજપુત મુખ્ય છે ઢેડ હોશિઆર છે. દેશી ખ્રિસ્તીની વસ્તી ઘણી થોડી છે. તાલુકાના લોકો શાંત સ્વભાવના છે. વળી સહાસિક હોવાથી વેપાર રોજગાર માટે પરદેશ જતા બીતા નથી.

**ધર્મ**—હિંદુઓમાં કેટલાક શૈવ ને કેટલાક વૈષ્ણવ છે. પારસી જરતોસ્તી ધર્મ પાળે છે, મુસલમાનો મુસલમાની ધર્મ માને છે. દુબળા લાકડા ને પત્થરના દેવને માને છે.

**ભાષાઃ**-હિંદુ, વહોરા, પારસી ગુજરાતી બોલે છે, ને મુસલમાન ઉર્દુ બોલે છે.

**ધંધો**–મુખ્ય ધંધો ખેતીનો છે. અનાવલા બ્રાહ્મણ, કણબી, રજપુત ને પારસી ખેતીનો ધંધો કરે છે. વહોરા પરદેશ જઇ વેપાર કરે છે. રાંદેરના વહોરા મોટા વેપારી ને પૈસેટકે સુખી છે. કોળી દુબળા ખેતીની મજુરી કરે છે. દોઆમાં કેટલાક અંગ્રેજ કે પારસીને ત્યાં રાંધવાનું ને કેટલાક મીલ મજુરનું કરે છે

કતારગામને પરજટની પાણીની ગોળી, એડાં ને બરણી વખણાય છે.

**નિકાસઃ**—જુવાર, કપાસ, ડાંગર, તમામ જાતનું કઠોળ, શાક ભાજી, બાગાયતી ચીજો વગેરે લોકો શહેરમાં આવી વેચે છે અને કેટલીક બહારગામ જાય છે.

**આયાતઃ**–કાપડ, ચા, ખાંડ, દવા, ગ્યાસતેલ, વિલાયતી સામાન વગેરે.

**રસ્તાઃ**–૧. રેલવે. બી. બી. એન્ડ સી. આઇ ને ટાપ્ટીવ્હેલી છે. બી. બી. એન્ડ સી. આઇના ઉત્તરથી દક્ષિણ જતાં ચાર સ્ટેશન આવે છે. ઉતરાણ સુરત, કાંકરાખાડી ને સચીન. ટાપ્ટીવ્હેલીનું એક સ્ટેશન કાંકરાખાડીનું છે, ત્યાંથી એ જુદી પડે છે. રેલવેને રસ્તે ઘણો માલ આવ જા થાય છે.

**૨. નદીનો રસ્તોઃ**—નદીમાં દિવસે દિવસે પુરાણ થતું જાય છે, તેથી વહાણો ઘણે દૂર જઇ શકતાં નથી. તોપણ વહાણમાં અનાજ લાકડાં, પથર, નાળિએર, વિલાયતી નળીઆં ને કોયલા વગેરે પરગામથી આવે છે. કડોદ તરફથી વાંસડા ને સાકટાના તરાપા બાંધી તાપીમાં તરતાં લાવે છે તે અશ્વનિકુમાર આગળ બહાર કાઢે છે. ચોમાસામાં અશ્વનિકુમાર ને બહુધાન વચ્ચે નાની આગબોટ ફરે છે.

**૩. પાકી સડક.**—(૧) દિલ્હી દરવાજેથી નાના વરાછા થઇ કડો-

દ તરફ જતી ને અશ્વનિકુમાર જતી સડક. (૨) સરાહને દરવાજેથી કુંભારીઆ થઇ બારડોલી જવાની સડક. (૩) નવસારી દરવાજેથી ઉધના થઇ સચીન જવાની સડક. (૪) હનુમાનને દરવાજેથી બમરોલી જવાની સડક. (૫) મજુરા દરવાજાથી મજુરા, અલથાણ જવાની સડક. (૬) અઠવા દરવાજેથી અડવા, ડુમસ, ભીમપોર જવાની સડક. (૭) હોપ પૂલ પર થઇ રાંદેર તથા ભાઠા જવાની સડક. (૮) વરિઆવી દરવાજેથી વરિઆવ જવાની સડક. (૯) કતારગામને દરવાજેથી કતારગામ જવાની સડક.

શહેરની આસપાસ પાકી સડકને રસ્તે વાડી બંગલા હોવાથી દેખાવ ઘણો સુંદર લાગે છે. પાકી સડકને રસ્તે બારેમાસ ગાડાં માલ લેવા આવજા કરે છે.

૪. **કાચી સડક**:—તાલુકાના જુદા જુદા ગામે જવાને ઘણે ભાગે કાચી સડક હોય છે. કાચી સડકને રસ્તે ચોમાસામાં ગાડાં આવજા કરતાં નથી.

**રાજ્યરીતિ-મહેસુલી ખાતું**:—એ ખાતાના સૌથી વડા અધિકારી કલેકટરના હાથ નીચે ચોર્યાસી તાલુકાનો ઉપરી મામલતદાર છે. તેને તાલુકાના ગામોના પટેલ તલાટી સરકારી મહેસુલ ઉઘરાવી આપે છે. મામલતદાર લોકોને જરૂર પડે ત્યારે તગાવી× આપે છે, પાકના અડસટ્ટા ઠરાવે છે, ત્રિજોરી તથા *લોકલફંડના કામપર દેખરેખ રાખે છે, અને ફોજદારી ગુનાહ તપાસે છે. મામલતદારના હાથ નીચે સરકલ ઇન્સ્પેકટર હોય છે તે ગામે ગામ ફરતા રહી તૂલ એટલે

---

× સરકાર ખેડુતને જે નાણાં આપે છે તે.
* મહેસુલ ઉપર રૂપીએ એક આનો લે છે તે.

ઉભા પાકની હાલત તથા ખેતરનાં હદ નિશાનની તપાસ રાખે છે

**પોલિસખાતું**—તાલુકાનો મોટો અમલદાર આ ખાતામાં સબ ઇન્સ્પેક્ટર છે. મોટાં ગામોમાં પોલિસગેટ છે, તેના ઉપરીને હવાલદાર કહે છે. તેના હાથ નીચે સિપાઇઓ છે તેઓ ચોરી, લુટફાટ, મારામારી થતી અટકાવે છે.

**ન્યાયખાતું**—એનો મુખ્ય અધિકારી મુનસફ છે. તે લેણદેણની ને બીજી મીલકતની ફરિઆદો સાંભળે છે.

**લોકલ બોર્ડ** એટલે ગામના માણસોએ ચૂંટી કાઢેલી સભા. લોકલબોર્ડ તરફથી લોકલફંડના ખરચે ગામની નિશાળો ચલાવવી તથા રસ્તા સુધરાવવા વગેરે કામો કરવામાં આવે છે. તાલુકાની નિશાળો પર દેખરેખ રાખવાનું કામ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર કરે છે.

**આબકારી ખાતું**—કેફી વસ્તુ પર દેખરેખ રાખવા આબકારી ઇન્સ્પેકટર રાખ્યો છે.

**બાંધકામ ખાતું**—સરકારી મકાન વગેરે બાંધવાનું તથા તેની મરામત કરાવવાનું કામ આ ખાતું કરે છે. એના ઉપરીને ઓવરસિઅર કહે છે.

**પોસ્ટ ખાતું**—કાગળો, મનિઓર્ડર વગેરે પહોંચાડવાં મોટાં ગામોમાં પોસ્ટ ઓફિસો છે.

**દવાખાતું**—માંદાં માણસોને મફત દવા આપવામાં આવે છે. એનો ઉપરી હોસ્પિતાલ આસિસ્ટંટ હોય છે.

**મોટાં ગામો**—(૧) +**સુરત**—એ શહેર તાપીને ડાબે કાંઠે છે. એની બરફી ને પાપડી વખણાય છે.

---

+સુરતનું વિશેષ વર્ણન સુરત શહેરની ભૂગોળમાં જુઓ.

(૨) **રાંદેર**—એ તાપીને જમણે કાંઠે આવેલું છે. સુરત વસ્યા પહેલાં એ મોટું શહેર હતું. હાલ કસ્બો* છે. એમાં સાડાદશ હજાર માણસની વસ્તી છે. એ સુરતથી બે મૈલ દૂર છે. મુખ્ય વસ્તી સુન્ની વહોરાની છે. તેઓ પરદેશ જઈ પુષ્કળ પૈસો કમાઈ લાવે છે. એમાં પુષ્કળ મદ્રેસા (ઉર્દુ નિશાળ) હોવાથી બહારના મુસલમાનો "મદ્રેસા" નામે ઓળખે છે. એમાં મીઠા પાણીના નળ છે. એક મ્યુનિસિપાલિટી, ધર્માદા દવાખાનાં, પોસ્ટ ઓફિસ તથા ગુજરાતી ને ઉર્દુ નિશાળો પણ છે. રાંદેરના બોર વખણાય છે. તેને **રાંદેરીબોર** કહે છે. અખાડ વદ ૧૪ ને રોજ દિવાસાનો મેળો ભરાય છે. એમાં કપાસ પીલવાનું જીન છે.

(૩) **અડાજણ**—સુરતથી હોપપૂલપર થઈ ડાબા હાથની સડકે જતાં દોઢ માઈલપર આવે છે. મુખ્ય વસ્તી કણબી ને પારસીની છે. આ ગામ બાગાયતી છે. એક છોકરાની ને એક છોકરીની નિશાળ તથા એક પોસ્ટ ઓફિસ છે. એ ગામની હદમાં ગવર્નમેંટ બોર્ડિંગ હાઉસ છે.

(૪) **ભાઠા**—તાપીને કાંઠે છે. મુખ્ય વસ્તી પારસી ને કોળીની છે. આ બાગાયતી ગામમાં બોર ને પાપડી પુષ્કળ થાય છે. એક નિશાળ ને પોસ્ટઓફિસ છે.

(૫) **અઠવા**—અઠવા દરવાજેથી પશ્ચિમે સડકે જતાં આવે છે. વસ્તી કોળી, કણબી ને પારસીની છે. એ ગામની હદમાં એક ફાર્મ છે, તેમાં ખેતીના પાક સંબંધી જાત જાતની અજમાયશ કરી ખેડુતોને બતાવે છે. સડકપર સુરતના શેઠીઆઓએ વાડી બંગલા બાંધ્યાં

*જેમાં પાંચ હજાર કરતાં વધારે માણસની વસ્તી હોય તે.

છે, તેથી દેખાવ ઘણો સારો લાગે છે. **લેન**—તાપીને કાંઠે છે. એમાં પહેલાં લશ્કર રહેતું હતું, હાલ પોલિસ લાઇન્સ છે. **બામણીઓ કુવો**—સડકપર છે. અહીંથી ગાડી ઘોડાની સરત રમાય છે.

(૬) **ઉમરા**—અઠવાની પાસે તાપી કાંઠે છે. એમાં રામનાથ ઘેલા નામે મહાદેવનું દહેરૂં છે, ત્યાં પોષ સુદ ૧૧ જાત્રા ભરાય છે. નદી કાંઠે સ્મશાન છે, ત્યાં નીચ જાતના લોકો મુડદાં બાળે છે, ને દાટે છે. વસ્તી કોળી, ખારવા ને ઢેડની છે.

(૭) **ખજોદ**—વસ્તી પારસી, રજપુત ને કોળીની છે. અહીં ખજુરનો પાક સારો છે, એક નિશાળ ને એક પોસ્ટ ઓફિસ છે.

(૮) **તલંગપોર**—વસ્તી અનાવલા બ્રાહ્મણ, રજપુત ને કોળીની છે. એક નિશાળ ને એક પોસ્ટ ઓફિસ છે.

(૯) **ખરવાસા**—ઔદિચ ને અનાવલા બ્રાહ્મણની વસ્તી સારી છે. રામાનંદી પંથનું મંદિર છે, ત્યાં ગોકળ આઠમનો મેળો ભરાય છે. એક નિશાળ છે.

**કુંભારીઆ**—મુખ્ય વસ્તી કણબી ને બ્રાહ્મણની છે. ગામ બાગાયતી હોવાથી શેરડી, લીંબુ, પીપર, આદુ, હળદર, સુરણ ને મગફળી પાકે છે; વળી કેવડાનાં ઝાડો પણ થાય છે. એક નિશાળ છે.

(૧૧) **સણીઆ**—કુંભારીઆની પૂર્વે છે. વસ્તી રજપુત, કણબી ને બ્રાહ્મણની છે. અહીં સૈયડ (શીતળા)નું જુનું દહેરૂં છે, તેથી શહેર તથા ગામનાં લોકો બાધા સૂકવા રવિવાર મંગળવારે આવે છે.

(૧૨) **વરાછલી**—તાપીને ડાબે કાંઠે છે. કણબી, છીપા, રાનળીઆ, મરાઠા ને કોળીની વસ્તી છે. એક નિશાળ ને પોસ્ટ ઓફિસ છે.

(૧૩) **કાપદરા**—આ ગામ ખંડિયર છે. વરાછલીની પાસે

તાપી કિનારે છે, એની હદમાં પાણીની બે મોટી ટાંકી છે. તેમાંથી આખા સુરતમાં ને રાંદેરમાં પાણી પુરૂં પડે છે. સડકપર વાડી બંગલા તથા ગાયકવાડ કાગળની મીલ છે. કાપદ્રેશ્વર મહાદેવનું દહેરૂં છે તેપરથી એ નામ પડયું છે.

(૧૪) **અમરોલી**—તાપીને જમણે કાંઠે રેલવેપર છે. વસ્તી કણબી ને પારસીની મુખ્ય છે. બી. બી. એન્ડ સી. આઇ. રેલવે પહેલ વહેલી અહીં સુધી થઇ હતી. એક નિશાળ ને એક પોસ્ટ ઓફિસ છે.

(૧૫) **ઉતરાણ**—અમરોલીની પૂર્વે તાપીપર છે. કણબીની વસ્તી મુખ્ય છે. એ રેલવેનું સ્ટેશન છે.

(૧૬) **અશ્વિનિકુમાર**—તાપીને ડાબે કાંઠે બ્રાહ્મણ ને કોળીની વસ્તીનું નાનું ગામ છે. આ જાત્રાનું ધામ છે. ચોમાસામાં અહીંથી બાહુંઘાન સુધી આગબોટ જાઆવ કરે છે. કિનારાપર સાકટા ને વાંસના તરાપા ઉતરે છે. અહીં કારતક ને ચૈત્રની પૂનેમે મેળા ભરાય છે.

(૧૭) **ફુલપાડા**—અશ્વનિકુમારની પશ્ચિમે નદી કાંઠે છે. તપોધન, માછી ને કોળીની વસ્તી છે. કાંઠે મુડદાં બાળવા તથા દાટવામાં આવે છે. કિનારે ધર્મશાળા ને ગુપ્તેશ્વર મહાદેવનું દહેરૂં છે. ગામમાં નિશાળ ને પોસ્ટ ઓફિસ છે.

(૧૮) **કતારગામ**—કતારગામ દરવાજેથી ઉત્તરે જતાં ગોતાલાવાડી મૂકી આ ગામ આવે છે. આખી સડકે વાડી બંગલા હોવાથી શહેર સાથે આ ગામ જોડાઇ ગએલું જણાય છે. મુખ્ય વસ્તી અનાવલા બ્રાહ્મણની છે. અહીં કંતારેશ્વર મહાદેવનું દહેરૂં છે. શ્રાવણ મહીનાના દરેક સોમવારે મેળા ભરાય છે. આ કસ્બાના લોકોનો સંબંધ

શહેર સાથે ઘણો હોવાથી શહેરી જેવા છે. તમાકુ, પાપડી, જામફળ, પાણીની ગોળી વગેરે વખણાય છે.

(૧૯) **સીંગણપોર**—વરિઆવી દરવાજાની ઉત્તરે છે. મુખ્ય વસ્તી પારસીની છે. એક નિશાળ છે ને એક ધર્માદા દવાખાનું છે. તાપી કિનારે મરીમાતાનું થાનક છે.

(૨૦) **ડભોલી**—રજપુત ને પારસીની વસ્તી મુખ્ય છે. એક નિશાળ છે. નાની બહુચરાજીનું દહેરૂં છે. ત્યાં માતાની આઠમે મેળો ભરાય છે.

(૨૧). **વેડ**—મુખ્ય વસ્તી રજપુત, કણબી, પારસી ને કોળીની છે. મોટી બહુચરાજીનું થાનક છે. અહીંનાં જમરૂખ વખણાય છે.

વેડ; ડભોલી ને સીંગણપોરમાં ખજુરી ને તાડનાં ઝાડ ઘણાં છે. આ ત્રણે ગામે વરિઆવી દરવાજેથી જવાય છે. એ દરવાજા પાસે ઈંટ, નળીઆંના પજાવા છે, ને પાસે ઇલાહી બાગ છે.

**ઇનામી ગામો ૧૨ છેઃ—મોટા વરાછા**—પાઠકજીના વારસ પાસે છે. આ બાગાયતી ગામ તાપીને જમણે કાંઠે છે. એક ખાનગી અંગ્રેજી સ્કૂલ, ખાનગી મદ્રેસા, સરકારી ગુજરાતી નિશાળ ને પોસ્ટ ઓફિસ છે. આ ગામની સીમમાં સુખડનાં ઝાડ જોવામાં આવે છે. **વાંઝ, ડાઠાલી**—ગંગાધર શાસ્ત્રીના વારસ પાસે છે. **ભેસ્તાન, સોનારી**—સ્ટોરના વારસ પાસે છે. **દહેલાડવા, ભાણોદ્રા ને ઉંબેર**—અરદેશર કોટવાલના વારસ પાસે છે. **પુણ, વેસુ, આભવા, સણીઆઆસોદ**—વડોદરાના નવાબ પાસે છે.

**ગાયકવાડી ગામોઃ—છઆવ, કરાડવા, ગોજા, ગભેણી** વગેરે.

## સચીનના નવાબના તાબાનાં ૧૬ ગામો.

૧. **સચીન**—એ કસ્બો છે. સચીનનું સ્ટેશન સુરતની દક્ષિણે છે. એમાં નવાબ સાહેબ રહે છે. તેમનો મહેલ જોવા લાયક છે. મુખ્ય વસ્તી રજપુત ને મુસલમાનની છે. અહીં ઇદને દિવસે નવાબ સાહેબની સવારી નીકળે છે. એક ગુજરાતી નિશાળ, એક કન્યાશાળા ને એક અંગ્રેજી નિશાળ છે. ત્રણ દવાખાનાં, એક ધર્મશાળા ને પોસ્ટ ઓફિસ છે.

૨. **ઘોડાદરા**—અહીં આસપાળનું દહેરૂં છે. જેને સાપ અથવા કુતરૂં કરડયું હોય તે આસપાળની બાધા રાખે છે, એમાં વસ્તી રજપુતની છે.

૩. **ઉધના**—વસ્તી બ્રાહ્મણ, અનાવલા બ્રાહ્મણ, કણબી ને કોળીની છે. નવસારી દરવાજેથી દક્ષિણે જતાં દોઢ માઇલપર આવે છે. વચ્ચે ખાડીપર પૂલ બાંધ્યો છે. ગામમાં ભીડભીંજન (ધુળીઆ) મહાદેવનું દહેરૂં છે. અહીં માગશરના દર સોમવારે મેળો ભરાય છે. એક નિશાળ છે.

૪. **ડુમસ**—એને દુર્વાસાક્ષેત્ર કહે છે. એ સુરતથી ૧૦ માઇલ પર તાપીના +મુખ ઉપર છે. અહીંની હવા ખારી ને તનદુરસ્ત છે. તેથી મોટા શેઠ સાહુકારોએ બંગલા તથા વાડીથી ડુમસ શણગારી મુક્યું છે. વસ્તી માછી, કોળી ને ખારવાની છે. માછી માછલાં પકડી શહેરમાં વેચે છે. ખારવા નદીની રેતી તથા કાંકરી કાંકરા વહાણમાં ભરીને સુરત તથા બીજી જગાએ લઇ જાય છે. દરીઆ તરફ તાડનાં

+નદી જ્યાં આગળ દરીઆને મળે છે તે જગો.

ઝાડ ઘણાં છે. એક નિશાળ, કન્યાશાળા, પોસ્ટ ઓફિસ ને તારઓફિસ છે. ડુમસનાં જમરૂખ વખણાય છે. આ ગામની જમીન ખારી છે. તેથી ખારીયું ભાત પાકે છે. ઉનાળામાં મુંબઇ વગેરેના લોકો હવા ખાવા આવે છે.

૫ **ભીમપોર**—આ ગામનાં હવાપાણી, વસ્તી, ધંધો, પાક ડુમસને મળતાં છે. ખારવા, કોળી સારા વહાણવટી છે. એક નિશાળ ને પોસ્ટ ઓફિસ છે. દરીઆ કાંઠે ભીમપોરીઆ હનુમાનનું દહેરૂં છે. ત્યાં અખાડ મહીનાના દર શનિવારે સુરતના લોકો જાય છે. અનંત ચૌદશને દિવસે મોટો મેળો ભરાય છે.

એ સિવાય વકથાણા, ભાટીઆ, બોણંદ, કનસાડ, ડંકનવાડા, સારોલી, ગવીઅર, સ સાણા, લાજપુર, ઉન, તરાજ ગામો છે.

**બાગાયતી ગામો**—પુણા, કુંભારીઆ, સારોલી, વરાછા, કોસાડ, છાપરા ભાઠા, કતારગામ.

**કસ્બા**—રાંદેર, કતારગામ, કોસાડ, મોટા વરાછા, સચીન.

**જાત્રાનાં ઠેકાણાં—કતારગામ**—કંતારેશ્વર મહાદેવની; **ફુલપાડા**—ગુપ્તેશ્વર મહાદેવની ને અશ્વનિકુમારની; **કુંભાળ**-હનુમાનની; **ઉધના**—ભીડભંજન મહાદેવની; **ઉમરા**—રામનાથ ઘેલાની; **ભીમપોર**—ભીમપોરીઆ હનુમાનની.

(સમાપ્ત)

**શુદ્ધિ પત્ર**—પાનું ૧૦મું છેલ્લી લીટી શિવ અને વિષ્ણુ ને બદલે શૈવ ને વૈષ્ણવ વાંચવું.

પ્રાથમિક ને આંગ્લશાળાના દરેક ધોરણના

## "સુખગણિત શિક્ષક" જરૂર માગો

### —કારણ ?—

કેળવણીખાતાના અધિકારી સાહેબો અને વિદ્વાન સદ્‌ગૃહ
સ્થોના ઉત્તમ સર્ટિફિકેટ મળેલા છે એટલુંજ નહિ
પણ દેશી રાજ્યોમાં ટેક્સ્ટ બુક્સ, ઈનામ અને
લાયબ્રેરી બુક તરીકે મંજુર થએલા છે.

### —પ્રાથમિકશાળાના.—

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | રૂ.૦-૧-૦ | ત્રીજા ધોરણનો | રૂ.૦-૧-૬ |
| પહેલા ધોરણનો | રૂ.૦-૧-૦ | ચોથા ધોરણનો | રૂ.૦-૨-૦ |
| બીજા ધોરણનો | રૂ.૦-૧-૩ | પાંચમા ધોરણનો | રૂ.૦-૨-૦ |

### —આંગ્લશાળાના—

બાળવર્ગ, પહેલા બીજા ધોરણનો રૂ. ૦-૩-૪
પહેલા બીજા ધોરણનો રૂ. ૦-૨-૬
ખાસ આંગ્લશાળાના ત્રીજા ધોરણનો બે આના.

---

સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક"
સુરત જિલ્લાનો નકશો
} છપાય છે.

રચનાર—છગનલાલ મોતીરામ શાહ. શાહપોર—સુરત.

ચોર્યાસી તાલુકાનો નકશો બે આના.